# અનિલ દૂત.

( એક રસીલું ખંડ કાવ્ય. )

કર્ત્તા
મણિલાલ છબારામ ભટ્ટ.

પ્રસિદ્ધ કરનાર
Three Student Friends.



અમદાવાદ.
"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપ્યું.
અધિક માસ ૧૯૫૪.



કિમ્મત ૬ આના.

## अनुष्टुप्.

દીન કેરી દયા લાવી, તનુને શ્રમ આપશે;
તેનું ભાગ્ય ફળી સારુ, કલ્યાણ ઈશ આપશે. ૧
છત્ર છાયા કરાવ્યાથી, તનુ આ ટકશે કશે;
નલાભાલાભ દ્રષ્ટાને, કલ્યાણ ઈશ આપશે. ૨
નવીન વસ્તુઓ કેરાં, અનુકર્ણ કરે શિશું;
તેજ ભાત્યે કર્યું છે આ, મેં એ ભાઈ કશું કશું. ૩

---

# પ્રસ્તાવના.

આ કાવ્ય પ્રથમ 'સ્વદેશવત્સલ' નામના માસિકમાં આવતું હતું. અમારા વાંચવામાં આવતાં અમને એમાં કંઇક અપૂર્વતા લાગી અને જે જે મિત્રોને બતાવ્યું તેમણે વખાણ્યું. ઘણા મિત્રોનો મત થયો કે આ વસ્તુ આધુનિક પણ પૂર્વના સંસ્કારવાળી છે માટે લોકને આપવા યોગ્ય છે. કર્ત્તાનું નામ ઠામ પુછી તેમને તે છપાવાનું કહ્યું પરંતુ તેમણે તેને 'ઠીક નથી' એમ કહી ના પાડી. છેવટ અમને તે છપાવવાની રજા આપી અને અમે આપણા આજના વિદ્વાનોની રૂઢિ પ્રમાણે જેવું હતું તેવું ને તેવુંજ છપાવી દીધું. કર્ત્તાએ પણ જણાવ્યું કે 'સુધારા કરવાનો તો ઘણો અવકાશ છે પરંતુ ભલે એ મારા બાલ્ય યત્નના ચિત્ર માટે જેવું છે તેવું છપાય' પ્રુફનો પરિચય ન હોવાથી અક્ષર દોષ હોય તો વાચકે ક્ષમા કરવી.

કર્ત્તાનો તથા મિત્રોનો આમાં આપેલી સાહાય્ય માટે ઉપકાર માનીએ છીએ.

| | |
|---|---|
| અમદાવાદ.<br>અધિક વદી ૭ ગુરુવાર.<br>સંવત્ ૧૯૫૪. | લી.<br>મિત્રત્રિપુટી. |

9833

# अनिलदूत.

## मन्दाक्रान्तावृत्त.

હેમન્તાન્તે વિબુધ જન કો, રાય નિર્દેશ પામી,
ત્યાગી કષ્ટે પ્રણય વિધુરી, મુગ્ધ રામા રસીલી;
આવી લેવા વિરતિ વસિયો, વ્યાકુલો વિપ્રયોગે!
વૃક્ષે રમ્ય ક્ષિતિધર રુડા, નીલ શૈલ પ્રદેશે. 1
સંભારીને સુખ અનુભવ્યાં પૂર્વનાં વિપ્રયોગે,
શોષી ગાત્રો પ્રતિદિન થતાં દુર્બલ પ્રૌઢ શોકે;
આવા રમ્ય પ્રતનુ સલિલે સ્નિગ્ધ અદ્રિ પ્રદેશે,
ગાળ્યો તેણે શિશિર ઋતુને પ્રેમથી આર્ત ચિત્તે. 2
લીલાં લીલાં લલિત તરુને પુષ્પ ને પત્ર આવ્યાં,
અશ્રૂ બિન્દુ પ્રણયિજનનાં નેત્ર પદ્મે ભરાયાં;

---

(૧) હેમન્તાન્તે=હેમન્ત ઋતુના અન્તમાં કોઈ વિબુધજન=વિદ્વજ્જન રાજાના નિર્દેશ=આજ્ઞાથી ત્યાગી=તજીને પ્રણયવિધુરી=પ્રેમઘેલી, વિરતિ=વિરામ, વિપ્રયોગે=વિયોગે ક્ષિતિધર=પર્વત, નીલશૈલ પ્રદેશે=નીલગિરિના પ્રદેશોમાં. વિપ્રલંભશૃંગાર રસયુક્ત આ ખંડકાવ્યનો નાયક **चतुरोदात्त** અને વૃત્ત સર્વત્ર **मन्दाक्रान्ता** છે.

(૨) પ્રૌઢશોક=ઘણો શોક. પ્રતનુ સલિલે સ્નિગ્ધ=આછાં આછાં જળે મનોજ્ઞ, આર્તચિત્તે=દુ:ખી ચિત્તે, આ શ્લોકમાં વિયોગને પ્રાપ્ત થતી ઉદ્વેગ ઉન્માદ, વ્યાધિ વિગેરે અવસ્થાનું વર્ણન છે.

છાયાં ભૃંગે કમળ કુમુદો પુષ્પ સૌરભ્યવંત,
સંયોગીને સુખકર પછી આવવાથી વસન્ત. ૩

તાજાં તાજાં સુરભિ સુમને સર્વદા વાસવાળા,
છાયેલા જે નવલ લવલી માધવીથી રૂપાળા;
જોતાં જોતાં મનહર ગિરિ-પ્રાન્તની શ્રી પ્રભાતે,
બેઠો એવા બકુલ તરુના મંડપોમાં જઈને. ૪

વલ્લીઓને વિધિ શિખવતા નૃત્યના કાર્યનો ને,
સંયોગીને મુદિત કરતા, પીડતા કામુકોને;
સન્દેશાર્થે મલયગિરિના વાયુને તે વિયોગી,
કે'વા લાગ્યો વિધવિધતણી પ્રાર્થનાએ પ્રણામી. ૫

વાયો ! તું છે જગત જીવ ને દુષ્ટનો દારનાર,
શાન્તિદાતા સુભટ કુલનો ચિત્તનોએ ઉદાર;
કષ્ટો વેઠી સતત સુખનો સર્વને આપનાર,
યાચું માટે સુજન ગણીને હું તને વારવાર. ૬

---

( ૩ ) અશ્રુબિન્દુ=આંસુ, પ્રણુવિજન=પ્રેમીજન, ભૃંગે=ભ્રમરોથી કુમુદ=પોયણાં.

( ૪ ) સુરભિ સુમને=સુવાસવાળા પુષ્પોથી, લવલીમાધવી=એક જાતની વલ્લીઓ, ગિરિપ્રાન્તનીશ્રી=ગિરિપ્રદેશની શોભા.

( ૫ ) વલ્લીઓ=વેલીઓ, મુદિત=હર્ષાન્વિત, કામુકો=કામીજનો, પ્રણામી=પ્રણામ કરી.

( ૬ ) દારનાર-નાશ કરનાર, સુભટકુલનો=શૂરવીર કુલનો.

તારે ખોળે સુભગ શિર આ વ્યાકુલાકુલ હું છું,
મારું તેનું જીવન તુજના હસ્તમાં છે ગણું છું;
સંદેશો હું વિદિત કરુ તે લૈ જજે લાટ દેશે,
બન્ધો! તારી ચિરવિરહણી ભાભિને સોંપવાને. ૭

આમ્રાંકુરે મદન ધનુના શલ્યનું વેર વાળ્યું.
કોકીલાએ મધુરરવથી ચિત્ત મારુ પ્રજાળ્યું;
આશે આશે બહુ દિન વસ્યો ને હવે તો વસાય,
હા ! હા ! દેવી વિરહ નહિ રે! આ વસન્તે ખમાય.૮

આબા કેરો રસ ખટ મધુ મિશ્ર પીવે પિકોના,
મીઠા કંઠો મૃદુ હૃદયને ભેદતા વિહિઓના;
નિર્દોષીના પણ ઉંડી મને પ્રીતડી ઉપજાવે,
રાત્રીનાથી વધુ દિવસમાં કામ ઇચ્છા કરાવે. ૯

---

( ૭ ) તેનું પ્રોષિત નાયિકાનું. ચિરવિરહિણી—લાંબાકાળથી વિયોગી થયેલી.

( ૮ ) આમ્રાંકુર=આમ્રમંજરી, શલ્ય=બાણ—આમ્રમંજરી, એ કામદેવના પાંચ શરમાંનો એક શર છે.

“ अरविन्दमशोकश्च चूतश्चनवमल्लिका ।
नीलोत्पलश्च पंचैतेपश्च बाणस्यसायकाः ॥”

( ૯ ) પિક=કોકિલ, કોકિલ પક્ષિઓ આંબાનો ખાટો રસ પિવાથી મીઠા થયેલા કંઠથી વિહિઓનાં ચિત્તને ભેદેછે. નિર્દોષી=કામ પ્રચાર રહિત, મને=ચિત્તમાં, અર્થાત્ નિર્દોષીના મનમાં પણ પ્રીતિના અંકુર ફુટે છે તો કામીનું શું કહેવું ?

કષ્ટે કાળ વ્યતિત કરતાં સેજમાં ઓછું લાવી,
અશ્રુ આણી તરલનયને હા ! પ્રિયા પ્રાણપ્યારી;
મારા પાખે વિરહ વિધુરી વ્યાકુલા અંગ અંગે,
રે ! ન્હૈં સાંખે મદનશરના પાત આવે વસન્તે. ૧૦
વેઠાએ ના પરિચિત સગાં સ્નેહિ બંધુજનોનો,
તો શે પ્યારી સહન કરશે ઇષ્મમાં વિર્હ મારો;
ત્યાગી સર્વે સુતનુ વિભવો રે'તિ હોશે સશોક,
ગાળ્યા બાકી દિવસ ગણતી કેટલા તે હમેશ. ૧૧
સર્વેને આ મધુ વિભવથી પૂર્ણ આનંદ દેછે,
ત્યારે માત્ર પ્રણયિ જનને, વિપ્રયોગે દમેછે;
આશા જેની ફલિત થઇછે તે વિયોગી રડેછે,
તો શે ફાટી હૃદય ન પડે આદ્ય પ્રેમીજનોનાં. ૧૨
સન્દેશાર્થે અનિલ ! તવ જા શીઘ્ર પ્યારીની પાસે,
ઘેલા જેવી અરૂણ-નયની વ્યગ્ર હોશે નિવાસે;

---

( ૧૦ ) વ્યતિત કરતાં=ગાળતાં, તરલનવને=ચપળનયને મારે પાખે મારા વિના.

( ૧૪ ) ઇષ્મ=વસંતઋતુ, સ્રીઓ પ્રકૃતિથીજ કોમળ હૃદયની હોય છે તે સ્નેહીજનોના વિયોગ સાંખી શકતી નથી, તો તેવીજ પ્રકૃતિવાળી એ મારો વિયોગ કેમ વેઠશે ?

( ૧૨ ) મધુ=વસંત પોતાના વૈભવથી આનંદ આપે છે વિપ્રયોગ=વિયોગ પ્રણયિ જન=પ્રેમી માણસો જેઓએ સુખોપભોગ સારી રીતે કરેલો છે તે પણ આ વસંતમાં વિયોગે શોક કરેછે તો અભિનવ પ્રેમવાળાં અમારાં જેવાં દંપતીની તો વાતજ શી કરવી ?

મારે વિહેં શયન વસુધામાં કરી એક પાસે,
ભાબી તારી વિરહિ મુજથી જ્યાં દુખે કાળ ગાળે.૧૩
સિંહાદ્રિમાં સહચર તને જે પમાડે પ્રમોદ,
જ્યાં છે ઝાઝાં પ્રિય તરુ તને નીપ પુન્નાગ લોધ્ર;
સંક્ષેપે હે ! અનિલ ! વરણી માર્ગ તારે જવાનો,
દર્શાવું તે શ્રવણ ધરજે ભૂમિ ને પર્વતોનો. ૧૪
નીલાદ્રિની પદ પરિસિમા મિત્ર ! છે ઓ રસાળી,
નાના નાના ઝરણ પરનાં બાળ વૃક્ષે સુહાતી;
અદ્રિદેશે તિલક સિંચવા વારિ યંત્રો ઉડેછે,
એવા સ્થાને શુક રિઝવવા નૃત્ય રંભા કરેછે. ૧૫
આવ્યો જેને નવ કુસુમનો ફાલ છે આ વસંતે,
એવી પત્રે લિલિ લલિત કો બાળ વલ્લીની કુંજે;
પત્યુત્સંગે શિથિલ રભસે નિર્ખજે કલાન્ત ગાત્રે,
ક્રીડાસક્તા રતિ ગુણ ગણા ત્યાં તું મદ્રાઙ્ગનાને. ૧૬

---

( ૧૩ ) અરુણ નયની=લાલનેત્રવાળી, નિવાસ=ભુવન, વસુધામાં=ભોંયમાં, વિયોગમાં સ્ત્રીઓ પર્યંકશયન તજે છે એ પ્રસિદ્ધ છે.

( ૧૪ ) નીપ, પુન્નાગ, લોધ્ર=એ એક જાતનાં વૃક્ષોછે.

( ૧૫ ) પદપરિસિમા=તળેટી, નીચેનો પ્રદેશ, તિલક= એક જાતનું વૃક્ષ, વારિયંત્રો, શુક=પોપટપક્ષે- શુકજી. રંભા=કદળી, પક્ષે અપ્સરા (શ્લેષાલંકાર)

( ૧૬ ) પત્યુત્સંગે=પતિના ઉત્સંગમાં, ખોળામાં. રભસે કરીને શિથિલ એટલે રતિમાં થયેલી ઉતાવળ વા સંક્ષોભથી શિથિલ-કલાન્ત કરમાઇ ગયેલા ગાત્ર-અંગવાળી.

ક્રીડા ખિન્ન પ્રિયતમ પરે શીત શૈલાંબુ છાંટી,
ધીરે ધીરે વ્યજન કરતી તાલ શાખા ઝુલાવી;
મીચી આંખે દશન ઘસીને મત્ત દંતી રિઝાવે,
એવી ક્રીડા વળી કરિણિની નિર્ખજે એ પ્રદેશે. ૧૭
રાતાં પીળાં કુટજ કુસુમે વાસવાળાં રૂપાળાં,
અદ્રિ શૃંગો ક્ષિતિરુહ તણા પલ્લવાચ્છાદનાળાં;
જાણે ઉભાં કર ધરી પુલો વર્તુલાકાર અર્ઘ-
દેવા માટે અહિં મદનને આ વસંતોત્સવાર્ઘ. ૧૮
તે સ્થાનેથી પ્રથમ પળતાં કુર્ગના દુર્ગ દેશે,
જાવું થાશે પણ રિઝિશ તું વૈભવે ને વિલાસે;
જુદાં જુદાં કુટપર કર્યા રમ્ય ઊંચા નિવાસ,

---

રતિગુણ ગણુરતિ=સુરતના ગુણ પ્રકારમાં નૈપુણ્યવાળો મ-
દ્રદેશ નીલગિરિ પર્વતની પાસે છે એવું આપણા ભૂગોળ
સંબંધી શાસ્ત્રો ઉપરથી મનાય છે.

( ૧૭ ) આશ્લોકમાં હસ્તી વિહાર છે. વ્યજન=વિંઝણો.
તાલશાખા=તાલવૃક્ષની ડાળી. દશન=દંત. દન્તી=હસ્તી. ક-
રિણિ=હસ્તિની સ્ત્રી. ઘાટમાં હસ્તીઓ થાય છે, હસ્તિઓ
ના વિહાર અતિ મનોરમ્ય હોય છે. ક્રીડા હસ્તીને પ્રિયછે.
દ્રષ્ટાન્ત=वृद्धोऽपिवारणपतिर्नजहातिलीलाम् ॥

( ૧૮ ) કુટજ—કુટ-શિખર જ=જન્મ પામેલા અર્થાત્
શિખરે થયેલાં કુસુમ=પુષ્પ શૃંગો=શિખર, ક્ષિતિરુહ=વૃક્ષ
આચ્છાદન=ઢંકાયલા. મદન—કામદેવને વસંતોત્સવાર્ઘ એટલે
વસંત ઋતુના ઉત્સવના અર્ઘને આપવાને અર્ધવર્તુલાકારે
ઉભાં રહેલાં.

અંબોડાથી પ્રસરતિ બધે ધૂપની જ્યાં સુવાસ. ૧૯
જાશે જ્યારે સહુ ઉપરની ટેકરીએ તું ત્યારે,
જોશે ચારે તરફ સઘળા પર્વતો ઓળ ઓળે;
થાશે ભારે અનિલ ! તહિં તું વ્યોમ ભીનાશવાળો,
બીજો જાણે ઘન સમયનો મેઘને લૈ જનારો. ૨૦
પાછું વાળી નજર કરતાં ભવ્ય ઊંચા ગિરિની,
ટોકો જાણે અડતી નભને વાદળી આકૃતિની;
પાણી કેરાં કણ ઉડિ ઉડી જ્યાં પરાવર્તનોથી,
આપે વર્ષા વિજળી ઘનની યાદ જોતા જવાથી ૨૧
પ્રાતઃકાળે શિખરિ શિખરો ઝાકળે ઝાંખવાળાં,
વારી બિન્દુ કંઇ ઠરી રહ્યાં મધ્ય ભાગે રૂપાળાં;
તુટે છે જે બરફ ઝરતાં સિંહ પંજે પિડેલાં,
ક્રીડાન્તે તે સ્તન સમ દિસે અદ્રિ શૃંગો નમેલાં.૨૨

---

( ૧૯ ) અંબાડાને ધુપ દેવાનો પ્રથમ સંપ્રદાય હતો, તેની વાસને લાવતો.

( ૨૦ ) સર્વથી ઉંચી ટેકરીએ જતાં વ્યોમની–આકાશની ભીનાશે કરીને કંઇ ભારે થઇશ, કેવો કે જેમ મેઘના સમયમાં મેઘને લઇ જનાર વાયુ ભારે થાય છે તેમ.

( ૨૧ ) સઘળો ગિરિપ્રદેશજ વર્ણવવામાં આવે છે. જેનાં શિખર ગગને અડે છે એવા ઉંચાગિરિ તેના ઉપરથી ઝરતાં ઝરણના પડતા સ્રોતથી થતાં જળકણના પરાવર્તનો મેઘ ધનુષ જેવા રંગીત થવાથી મેઘકાળનો ભાસ કરાવે એવા કેટલાક દેખાવ થાય છે.

( ૨૨ ) બરફ ઝરતા શિખરોનો દેખાવ. આ શ્લોકમાં આપેલો છે, આ પર્વતોમાં સિંહ થાય છે.

એઠા કેડે વનપ્રિય સખે ! આ વિલાસી વસંત,
જાયે છે તું પ્રથમ જ વને તેથી આનંદવંત;
પોતાકેરા પ્રિયતમ તણો મુખ્ય મંત્રી ગણીને,
સત્કારાર્થે તરુવર તને માન દેશે ચહીને. ૨૩
આરણ્યોની સીમરુપિ રુડાં આંગણામાં અશોક,
આંબાના ને નવલ લિલુડાં પલ્લવોથી સહર્ષ;
દ્વારે બાંધ્યાં શુભ સુચવતાં તોરણાં શાં રૂપાળાં,
વૃક્ષો સર્વે ઝુકી ઝુકી તને પાંખશે પત્રવાળાં. ૨૪
છાયા લીલા વધુ વધી વધી વલ્લરી મંડપો ને,
પામ્યાં પત્રો ક્ષિતિરુહ નવાં પુષ્પ પુષ્પદ્રુમો ને;
રીઝ્યો ન્યાળી મનહર બન્યો ઇષ્ટને કામ આપ,
'મોટા રીઝે પ્રિયજન તણી ભૂતિ જોતાં સદાય.' ૨૫
તીરે મોટા પ્રભુત જળનાં પલ્વલોને ઘણેરાં,
હંસો સાથે જલ મનુષનાં યુગ્ય જોજે રમતાં;

---

( ૨૩ ) પોતાના પ્રિયતમ=વસંતનો મુખ્યજન ગણીને વનવૃક્ષો પણ તને સારો સત્કાર આપશે.

( ૨૪ ) આરણ્યો રુસીમના આંગણામાં અશોક ઇત્યાદિ તરુઓ જાણે તોરણને માટે જ નવ પલ્લવને ધારણ કરી રહ્યાં ન હોય તેમ શોભે છે !

( ૨૫ ) વલ્લરી-વેલીઓ. ક્ષિતિરુહ=વૃક્ષ, પુષ્પ, દ્રુમ=પુષ્પઝાડ ઇષ્ટને-વસંતને જોઇને કામ-કામદેવ અપાર પ્રમોદ પામ્યો. મોટા-મહાજન-સજ્જન સદા પોતાના પ્રિયજન-આપ્ત જનને સુખી જોઇને રીઝે છે. ભૂતિ=ચઢતી આબાદી દૃષ્ટાન્તાલંકાર

આ કાલે એ ગિરિવરતણાં સાન્દ્ર ગૂહા ગૃહોમાં,
શાન્તી લેતાં પશુ ખગ વળી માધવી મંડપોમાં.૨૬
કિંચિત્કિઞ્ચિત્ અલિકુલવડે ચુમ્બિત પ્રાન્તવાળાં,
તાજાં તાજાં શિરિષ સુમનો વીણિ લૈને પડેલાં;
કામે ઘેલાં જનપદ જનો જ્યાં રચે કામપીઠ,
ત્યાં વા'જે તું સુખ રૂપ થતો દંપતીને વિશેષ. ૨૭
આવ્યે ચૈત્ર સ્પૃહણિય ઘણાં પુષ્પ સૌગન્ધવાળાં,
કોકીલાને ઇતર ખગનાં કૂજને ગાજી રે'તાં;
પંથે જાતા પથિક જનના ચિત્તને ચોરનારાં,

---

( ૨૬ ) પ્રભુત=પુષ્કળ, પલ્વલ=સરોવર, જલમનુષ=જળ માણુસ ઘણું કરીને સર્વદા જળમાંજ રહે છે. આકૃતિ બરોબર મનુષ્યના જેવી હોય છે તથા ઘણુંખરું કાળા રંગનાં હોય છે. ઉંચાં ૨–૨ાા ફુટ હોય છે. માછલા ઉપર તેમનો નિર્વાહ ચાલે છે ને સર્વદા ઉંડા જળમાં રહે છે. ઉનાળાના દિવસે બપોરે જ્યારે કોઇનો સંચાર હતો નથી ત્યારે તે જળથી બહાર નિકળી રમે છે. કેટલાક દાંતની પુતળીઓ જેવાં ઘણાં જ રૂપાળાં હોય છે. સાન્દ્ર=ઘણીજ છાયાવાળા મધ્યાન્હ વર્ણન છે.

( ૨૭ ) કિંચિત્કિંચિત=જરાજરા અલિકુલ=ભમરી, મધમાખો જનપદજન પૃથક્જન કામપીઠ=કામ શય્યા. વસંત ઋતુમાં મધ્યાન્હ કામોદ્દિપક છે. શિરિષ સુમનો=શિરિષનાં ફુલ. શિરિષ વસંત તથા ઉષ્ણુકાળનું ફુલ ઝાડ છે. કોમળતાને માટે પણ શિરિષનાં ફુલ શ્રેષ્ટ છે ને મધમાખો ઘણું કરીને મધને માટે ચૂસે છે.

બન્ધો ! થાશે ઉપવન તને કષ્ટદા મૂકી જાવાં. ૨૮
રાતા દાને કરી કરિ તણું લિપ્ત ગણ્ડસ્થળો શાં,
ધાતુ કેરા ઘન જળવડે અંકને ધારનારાં;
રમ્ય આવા કુટિલ કુટને મા તું ભેટે સવેગ,
ચિન્તા રાખી વિરહ વિધુરી તારી ભાભીની ભ્રાત. ૨૯
ધીરે વાગે પટહ વલયો તાલ દેતાં કરેથી,
ગાનારી જ્યાં વનચરવધૂ દીર્ઘ ઊંચે સ્વરેથી;
ત્યાં તું ગીત ધ્વનિ પુરવજે વાંસવંશી વગાડી,
એવી લીલા નિરખિ તહિંથી વર્તજે વા અગાડી. ૩૦

---

( ૨૮ ) આવ્યે ચૈત્ર=ચૈત્ર માસ આવ્યે વા વસંત આવ્યે ઈતર=અવર—બીજા ખગ=વિહગ કુજન=ગાયન, ગાન, દારનારા=ભેદનારા કષ્ટદા=વિષમ, દુસ્તર. એવા પર્વત પ્રદેશના ઉપવન મૂકી જવા તને પણ દુસ્સ્ત લાગશે નહિ.

( ૨૯ ) દાન=મદ અંક=રેલા ગ્રાવ=પર્વત કુટિલ=વાંકાં ચુકાં—કુટ=શિખરમાં=ના, નિષેધાર્થે માત્ર તે વિધુરી તારી ભાભીની ચિન્તા રાખીને એવાં પર્વતનાં શિખરોને અ· થડાઇશ નહિં—એટલે કે કુટ સાથે અથડાતાં ગમન વિઘ્ન થાય તો સંદેશો લઇ જતાં વિલંબ થાય માટે તેમ ન કરીશ.

( ૩૦ ) પટહ=નગારાં વલય=કંકણ પર્વત ઉપર વસતા ભિલ્લ લોકની સ્ત્રીઓ નગારાં વાગતે તથા તાળીઓ પાડતાં જેમનાં કંકણ તાલ આપે છે એમ મોટેથી ગાતી હશે તેમના ગાયનમાં તું પણ વાસમાંથી અવાજ કહાડીને બરો· બર રાગ પુરાવજે અને એવી તેમની લીલા જોવા પછી પાછો ત્યાંથી માર્ગે પડજે વાયુથી વાંસમાં મોટા સ્વર થાયછે.

પંથે જાતાં અભિમુખ તજી રમ્ય આ શૈલ દેશ,
શોભાવાળા સુભગ લવણા નિમ્નગાના પ્રદેશ;
ચિત્તાકર્ષી અધિક તુજને લાગશે છાયવાળા,
હંસો કેરા કલરવવડે ચિત્તને ચોરનારા. ૩૧
શય્યા માટે કુસુમિત થતાં બાળ મંદાર કેરાં,
ઉદ્યાનોમાં કુસુમ વિણુતી ચિત્રિણી કામિનીનાં;
આતાપેથી વ્યથિત વદને સ્વેદનાં બિન્દુવારી,
લો'જે ધીરે વહન કરતો કુન્તલોને ઝુલાવી. ૩૨

---

शब्दायंते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
सः पूरयन् कीचकरन्ध्रभागान्दरी मुखोत्थेन स-
मीरणेन मेઘદૂત, કુમાર સંભવ.

( ૩૧ ) અભિમુખ=સામે, આગળ. આરમ્ય શૈલદેશ=પર્વતદેશ સુભગ–સારા હે સુભગ ! મનોહર લવણા–નદીછે પદ્મપુરની પાસે વા તેનાથી થોડે છેટે કે એટલામાં છે, જુવો માલતી માધવ અંક ૯ મો. નિમ્નગા=નદી ચિત્તાકર્ષી=ચિત્તને ચોરે એવા સ્પૃહણીય નીલગિરિ પછીનો કેટલોક પર્વત પ્રદેશ મૂકયાપછી સપાટ પ્રદેશ આવે છે ત્યાં લવણા છે.

( ૩૨ ) કુસુમિત--ફુલ પામતાં. ચિત્રિણી–સ્ત્રીઓની જાત છે. પદ્મની ઉત્તમ ને તેનાથી ઉતરની ચિત્રિણી કહેવાય છે. આતાપેથી–તાપથી વ્યથિત–શ્રમ પીડિત કુન્તલો–સ્ત્રીઓના લલાટ ઉપરના અતિશે ઝીણાવાળ જે ઘણા ખરા અંબોડામાં આવતા નથી તે કેટલેક ઠેકાણે આ વાળને જાણી જોઈને છૂટા મૂકવામાં આવે છે.

છાયા જેના પથ ઉડી ઉડી પુષ્પ કેરા પરાગ,
જ્યાં છે સ્નિગ્ધ શ્રવણ સુખદા કોકિલાના વિરાવ;
જ્યાં હંસોનાં વિલસિતવડે પદ્મનાં વૃન્દ હાલે,
એવાં દેશે ઉપવન તને શાન્તિ મધ્યાન્હકાળે. ૩૩
શોભાવાળી, ક્ષિતિધર સમા સૌધના હેમ કુમ્ભે,
જેમાં નાચે ભવન શિખિઓ રમ્ય ગોપાનસીએ;
રાજ્યદ્વારે પટુ પટહુના થાય છે શબ્દ જેમાં,
ઉદ્યાનેથી ગમન કરજે એવી પદ્માવતીમાં. ૩૪
અંબોડામાં વસન વદને કુંકુમ ક્ષોદ વાળી,
રક્તામ્બુથી સ્નપિત કરતી દેવૃને હસ્ત ઝાલી;
તૂટે ક્ષોભે સ્તન ઉપરના મોતિના શુભ્રહાર,
જોજે એવી પ્રમદ વધુના હોલિકાના વિહાર. ૩૫

---

( ૩૩ પથ=માર્ગ પરાગ–પુષ્પરેણું સ્નિગ્ધ=મનોહર વિલસિત=રમત ગમત, ક્રીડા એવાં ઉપવન તને મધ્યાન્હકાળે શાન્ત કરશે.

( ૩૪ ) ક્ષિતિધર=પર્વત. સૌધ=મહેલ. હેમકુંભ=કનક કળશ. ભવનશિખિયો=ગૃહમયૂર. ગોપાનસી=છજાના ટેકા, પટુ=મૃદુ, મનને આનંદ પમાડે એવું. ઢોલના અવાજને વખાણતાં તથા પક્ષીના સ્વરને વખાણતાં ઘણું ખરૂં પટુ શબ્દ વપરાય છે. **पटुपटहध्वनिभिर्विनीतनिद्रः ॥ प्रातःकालेपटुमदकलकूंजितंसारसानाम् ॥** ઇત્યાદિ. પદ્માવતી નામની નગરી લવણા પારા નામની નદીઓની પાસે છે. જૂવો—માલતી માધવ અંક. ૯

( ૩૫ ) અંબોડામાં વસનમાં અને વદનમાં કુંકુમક્ષોદ

સોપારીથી પરિણિત થતી ડાળી પુંગી દ્રુમોની,
જ્યાં છે તાલીવન ઘન સમા વીરુધાતામ્બુલીની;
એવા માર્ગે સ્તબકથી નમી ભેટી એલાલતાને,
સંદેશાર્થે વળી વિચરજે મૂકી પદ્માવતીને. ૩૬

ક્રીડાઘેલી પિકતણી સુણી વ્યંજનાઓ વિશેષ,
આરંભે જ્યાં વિધવિધતણાં ક્રીડનો ભિલ્લલોક;
એવા દાવે નિબિડ તરુમાં ગ્રામ્યદેશે વિશાળ,
માં ત્યાં દીર્ઘ વ્યતિત કરતો કાળ તારો સમીર! ૩૭

---

ભરાઇ ગયલો છે એવી—દેવૃ=દિયેરનો હાથ ઝાલી, રક્તા-મ્બુ=રાતાપાણીએ સ્નપિત=નવરાવી નાંખતી—અને ક્ષોભ=ગડબડાટે સ્તન ઉપરના ધવલ મોતીના હાર જેમના તૂટે છે એવી પ્રમદ=ઘેલી વધુઓના વિહાર જોજે.

( ૩૬ ) પરિણુત=નમેલી, પુંગીદ્રુમ=સોપારીનું ઝાડ, તાલી=તાડના જેવાં પરંતુ શ્યામ પત્રવાળી વનની ઝાડી. વિરુધ=વેલી. સ્તબક=ગુચ્છા. એલાલતા=એક જાતની વેલ કે જેને પુષ્પના મોટા ગુચ્છા આવે છે અને વસંતમાં જ્યારે તે ખીલે છે ત્યારે ઘણીજ દર્શનીય થાય છે. તે પદ્માવતી મૂકીને એવા બીજા પ્રદેશે પાછો પળજે અર્થાત્—એ નગરમાં અટકીશ નહિ.

( ૩૭ ) ક્રીડાઘેલી=ક્રીડામાં મત્ત થએલી. પિક=કોકિલા. વ્યંજનાઓ=વ્યંગ વાક્યો. હે સમીર! જ્યાં પિકાદિનાં વ્યંગ વાક્યો સાંભળી ભિલ્લ લોક વિવિધ ક્રીડનો આરંભે છે ત્યાં તું દીર્ઘ સમયવ્યતિત કરીશ નહીં, ગમનમાં વિઘ્નકારી થઈ પડે માટે.

નાચે નાનાં મૃગશિશુ ચરી ચારૂ્ય આનંદમાં ને,
તીરે જેને કરુબક તણા ફાલ ફૂલ્યા હશે તે,
જાતાં ત્યાંથી અભિમુખ સખે! ટાળિ નિર્વેદ તારો,
કૃષ્ણા કેરા મન રિઝવશે રમ્ય એવા પ્રદેશો. ૩૮
કિંચિત્ વક્ર પ્રથમ પળતાં પૂર્વમાં તે સ્થળેથી,
રત્નાકાર પ્રતિસરણિનાં લક્ષ્મ લેજે વિચારી;
કોરેલાં જ્યાં મહિધર વિષે દૃશ્ય દેવાલયો છે,
વાચો તેને નિરખિ પળજે તું જનસ્થાન પંથે. ૩૯
પ્રાવૃટ્કાલે ઘનપટલથી અંકિત પ્રૌઢ શંગે,
પાર્શ્વે પાર્શ્વે ખગકુલ ભર્યાં રમ્ય કાદમ્બ વૃક્ષે;
જાણે કેકા સ્વરથી શિખિના આપતો હોય માન,
એવો દૃષ્ટિ ગ્રહણ કરશે સાનુમાન્ માલ્યવાન. ૪૦

---

( ૩૮ ) ત્યાંથી વિશ્રાંતિ લઈ અભિમુખ જતાં=આગળ જતાં હે સખે! જ્યાં નાનાં મૃગ બાળકો આનંદથી ઘાસ ચરેછે તથા જ્યાં કરુવકનાં પુષ્પ ખીલેલાં છે એવી કૃષ્ણાના પ્રદેશો તારુ મન રિઝવશે. કરૂવક વસંતમાં પ્રફૂલ્લિત થાય છે.

( ૩૯ ) કિંચિત્=લગાર, વક્ર=વાંકુ, આ સ્થળેથી જરા પૂર્વમાં વળતાં રત્નભૂમિનાં લક્ષ્મ=ચિન્હ તું જો જે. ત્યાં આગળ મહિધર=પર્વતમાં કોતરી કાઢેલાં દેવાલયો છે તે જોઇ તું જનસ્થાનને માર્ગે પડજે.

( ૪૦ ) પ્રાવૃટ્કાલે=વર્ષામાં, ઘનપટલથી=મેઘ સમૂહથી અંકિત=ચિન્હવાળાં. શૃંગ=શિખરો, કાદમ્બ=નીપવૃક્ષ, દૃષ્ટિ ગ્રહણ કરશે=દૃષ્ટિ હરણ કરશે, સાનુમાન=પર્વત, માલ્યવાન્ =એ પર્વતનું નામ છે. ચોમાસામાં મેઘ સમૂહ ઘસાવાથી

ખોળી ખોળી કુહર ગિરિની પાદપોની નિકુંજ,
થાકી અન્તે અનુચર સહ ત્યાગિને સર્વ ધૈર્ય;
એ આવાના સુહૃદ સુભગ પ્રાન્ત રમ્ય પ્રદેશે,
છુટે મોંડે રઘુપતિ રડ્યા જાનકીના વિયોગે. ૪૧

વારિ સ્રોતે સિંચઈ વધતા નીલવર્ણા કદમ્બે,
નૃત્યો કર્તા શિખિકુલતણાં પીચ્છકેરા કલાપે;
ભાસે જાણે ઘનપટલશા પામિને મેઘ કાલ,
જો એવા પ્રસવણ ગિરિના રમ્ય પર્યંત ભાગ. ૪૨

---

શામચિન્હ યુક્ત શિખરવાળો તથા નીપવૃક્ષયુક્ત તને મધુર સ્વરથી સન્માન દેતો હોય એવી શોભાવાળો દૃષ્ટિને આનંદ આપતા થશે.

( ૪૧ ) હે સુહૃદ્ ! હે અનિલ ! ગિરિની=પર્વતની કુહર=ગુફાઓ, પાદપોની=વૃક્ષોની નિકુંજ ઇત્યાદિ સ્થળોમાં અનુચર =લક્ષ્મણ સાથે (સીતાને) ખોળી ખોળીને અન્તે થાકી થઈ ધૈર્ય તજી દઇને એ આવાના=માલ્યવાનના પ્રાન્તરમ્ય=તલાટીના સુન્દર પ્રદેશે રઘુપતિ સીતાના વિયોગે છૂટે મુખે રડયા હતા. અર્થાત્ એ માલ્યવાન્ ગિરિના તલાટીના પ્રદેશ એવા મનોહર છે કે ધીર પુરૂષને પણ વિપ્રયોગમાં વ્યાકુળ બનાવી ધૈર્ય સ્ખલન કરાવે છે.

( ૪૨ ) વારિસ્રોતે=જળ પ્રવાહે, નીલ=શ્યામ, પ્રસ્રવણ પર્વતનું નામ છે. માલ્યવાન પછી પ્રસ્રવણ ગિરિ આવે છે. આ સર્વ સ્થળ જનસ્થાનમાં તથા પંચવટીમાં છે, તેણી તરફ આવેલાં છે.

તીરે બોલે તરુવર વિષે મત્તપક્ષી શકુન્ત,
ઉરાડે જ્યાં રાતરભસમાં હંસિયો ભૃંગ વૃન્દ;
જ્યાં ખેલેછે કમલ વનમાં પેશી નાના મરાળ,
એવું પંપાસર નિરખજે કાનનોમાં વિશાળ. ૪૩
લીલા કર્તા કરિ મદજળે પદ્મ કિંજલ્ક ગંધે,
ભિલ્લ સ્ત્રીના વિગલિત થતા સ્નાનથી અંગરાગે
છે જે ગંધી પવન વહને વૃક્ષ છાયાથી શીત,
એવા પંપા જળ મહિકરી સ્નાન થાજે પવિત્ર. ૪૪
પુષ્પેપત્રે રમણિય સખે! આશ્રમોમાં વનોમાં,
સૌમિત્રીએ દશરથ સુતે લાડ જેને લડાવ્યાં;
એવાં સીતા પદ પરિચયે પુણ્યવાન્ સૈકતો છે,
વાયો એવી તહિં નિરખજે રમ્ય ગોદાવરીને. ૪૫
રાતાં તાજાં મૃદુ કિસલયે રાગવાન્ વૃક્ષવાળા;
તાજી ફૂટે કુસુમ કળિઓ સર્વદા વાસવાળા;
જેના દેશ સ્વનિત મધુરા પીકના નાદવાળા;
એવા તારું મન રિઝવશે દંડકારણ્યકેરા. ૪૬

---

( ૪૩ ) મત્તપક્ષીશકુન્ત જ્યાં આગળ બોલેછે. રતિરભસ =રતિસંક્ષોભ. જ્યાં ભૃંગને ઉડવાનું કારણ થઇ પડે છે. મરાળ શિશુ જ્યાં કમળવનમાં ખેલે છે એવા મોટા વનમાં તું પંપા સરોવરને નિરખજે.

( ૪૫ ) સ્વામીએ તથા દિયેર લક્ષ્મણ જેને આશ્રમોમાં વનોમાં લાડ લડાવ્યાં હતાં એવાં સીતાના પદ પરિચયે પુણ્યવાન થયેલા સૈકતવાળી અતિરમ્ય ગોદાવરી નદીને વિલોકજે.

( ૪૬ ) જેના રાતાં અને તાજાં કોમળ કિસલયે=પ-

**છાંટી શીધુ કરી અગરુના ધૂપથી ગન્ધવાન,**
**પુષ્પો કેરો પિત પુલિનમાં પાથરી કિંકિરાત;**
**પૂજે પ્રેમે સ્મર યુવતિયો જ્યાં વસંતોત્સવોમાં,**
**માં થોભે રે ! સહચર જતાં રમ્ય એવાં સ્થળોમાં.** ૪૭
**વૃક્ષે છાયા મૃગકુલ ભર્યા આશ્રમોમાં રૂપાળા,**
**વ્યાપી રેતી સમિધ કુશની આજ્યની ધૂમવાળા;**
**વંદી એવા મુનિજનતણા યજ્ઞના મંડપોને,**
**ધીરા ત્યાંથી ગમન કરજે શીઘ્ર સંદિષ્ટ માર્ગે.** ૪૮
**સેવે જેને ગ્રહ શશિ રવિ રત્ન સાનુ પ્રમાણે,**
**શીયાળાની સમ હિમ સદા જ્યાં રહેછે ઉનાળે;**

---

હવે રાગવાન્=રાતા દેખાતા વૃક્ષવાળા તાજી કુસુમ કળિયોના ફૂટવાથી સર્વદા વાસવાળા, પીકના=કોકિલના મધુરાનાદે ધ્વનિત દંડકારણ્યના દેશ તારું મન રિઝવશે.

( ૪૭ ) શીધુ=આસવ છાંટીને તથા અગરુના ધૂપથી ગન્ધવાન કરીને વળી પુલિનમાં=વનસ્થળીમાં પુષ્પોનો પીળો કિંકિરાત=પરાગ પાથરીને જ્યાં આગળ વસંતોત્સવોમાં યુવતિયો સ્મર પૂજન કરેછે એવાં રમ્ય સ્થળોમાં =આંબાવાડીયાંમાં હે સહચર ! તું જતાં થોભીશ નહિ.

( ૪૮ ) સમિધ્ તથા કુશની અને આજ્યની ધૂમ જ્યાં સર્વત્ર વ્યાપી રહેછે એવા વૃક્ષોની પૂર્ણતાવાળા મૃગ ઇત્યાદિ પશુઓના વાસવાળા મુનીજનના યજ્ઞ=હોમ મંડપોને વંદીને સંદિષ્ટ=કહેલે માર્ગે પાછો ગમન કરજે. સમિધ્કુશ-આજ્ય ઇત્યાદિ યજ્ઞમાં વપરાતી ચીજોની વાસના સારી હે યંજ એટલુંજ નહિ પણ નઠારા વ્યાધિને નિર્મૂલ કરવામાં પણ તે ઉપયોગી છે.

( ૪૯ ) ગ્રહ રવિ શશિ જેને રત્નસાનુ=મેરુની પેઠે સે-

જેની થાયે ઘન સમયમાં મેખલા મેઘમાળા,
એવાં લેશે શ્રમ હરી સખે! સાનુ સહ્યાદ્રિ કેરાં. ૪૯
ખેંચે આવી તૃણ તરુતણા જ્યાં ઉબાળા પડેલા,
ખાડા ઊંડા અતિ મલિન જ્યાં પીત પાણી ભરેલા;
ફેલાયે જ્યાં વનદવ કટુ ધૂમ દુર્ગન્ધ વાળી,
એવો ત્યાંથી પ્રથમ પળતાં આવશે દેશ પા'ડી. ૫૦
માંસા'રિ જ્યાં વન પશુ દિને ગર્જનાઓ કરતાં,
ઊંડી ખોમાં ભયકર રવે જંબુકો જ્યાં રડન્તાં;
ગંધાતી કૈં કુહર પશુના વાસિમાંસે અપાર,
એવો કાપી ઝટપટ જજે ગહ્ય પા'ડી પ્રદેશ. ૫૧

---

વેઠે એવાં, શીયાળાની પેઠે ઉનાળે પણ જ્યાં ટાઢ રહેછે, એવાં, અને વર્ષાકાળમાં નૈઋત્યથી આવતાં વાદળો જેની મેખલા થાયછે એવાં ઉંચાં સહ્યગિરિનાં સાનુ=શિખરો તારો માર્ગશ્રમ હરી લેશે, મહાબળેશ્વરનું શિખર સૌથી વધારે ઉંચું છે કે જ્યાં ઉનાળામાં ઘણીજ ઠંડક રહે છે. ઉંચા પર્વતોને વાદળાં મેખલા પ્રમાણે વિંટાય છે.

( ૫૦ ) અહિંથી પર્વતની જુગુપ્સા ઉત્પન્ન કરે એવી ખીણોનું વર્ણન બે શ્લોકમાં કર્યું છે. વર્ષાકાળમાં આખા ગિરિ પ્રદેશમાંથી ખેંચાઈ આવેલાં તૃણ તરુ ઈત્યાદિ વનસ્પતિના ઉબાળાના ઢગલા જ્યાં પડેલા છે એવો, કોઇ કોઇ સ્થળે જ્યાં પાણી ઉપર લીલ થઇ જવાથી મેલાં પીળાં પાણી ભરેલા ખાડાઓવાળો, જ્યાં આગળ વનદવે કરીને નઠારી ધૂમાડી ગોટાય છે એવો પહાડી પ્રદેશ આવશે.

( ૫૧ ) જ્યાં દિવસે પણ માંસ ભક્ષણ કરનાર પશુઓની વિકરાળ ચિસો શ્રવણે આવતી હશે, જ્યાં જંબુક=

નાનાં નાનાં મૃગ શિશુતણાં, ક્રીડનોથી રૂપાળા,
પ્રાન્તે ખીલ્યાં કુરુવક વડે ચિત્તને ચોરનારા;
એવા એવા સુખકર સખે! સહ્યના અંતદેશે,
ટાળી તા'રો, શ્રમ પથતણો સ્વલ્પ વિશ્રામ લેજે. ૫૨

જ્યાં વારીનાં ઝરણ નિકટે મત્ત માતંગ ઝુલે,
કુંજો જેની રમણ કરતી કિન્નરીઓ ગજાવે;
એવાં વિન્ધ્યા પરિસર તણાં રમ્ય આરણ્ય જોજે,
એ સ્થાનેથી ગમન કરતાં વક્ર નૈઋત્ય પંથે. ૫૩

---

શિયાળવાં રોતાં હશે અને વાસિ માંસે જેની ગુફાઓ ગંધાતી હશે એવો પંથ હે અનિલ! તું ઝટપટ પૂરો કરીને આગળ આવતા સહ્યપર્વતના અતિ રમણીય પ્રાન્ત ભાગમાં ગમન કરજે. આ બે શ્લોકમાં ખરેખરો **विभत्स रस** છે. જ્યાં જુગુપ્સા ઉત્પન્ન થાય ત્યાં બિભત્સ રસ થાય.

( ૫૨ ) સહ્યગિરિના અતિ રમણીય પ્રાન્ત-છેડાના ભાગ તારો શ્રમ અને નિર્વેદ ઉતારી નાંખશે, કારણ કે મૃગ=હરિણનાં ક્રીડનોથી તથા વૃક્ષની રમણીયતાથી જે ચિત્તને હરી લે એવા છે ત્યાં તું સ્વલ્પ વિશ્રામ લેજે. મોટો ગિરિ પંથ વર્ણવ્યા પછી વિશ્રામ લેવાને વિનંતી કરવી એ સ્નેહની સીમા બતાવે છે, નાયક માત્ર સ્વાર્થ પરાયણ નથો તે આ ઠેકાણે સિદ્ધ થાય છે.

( ૫૩ ) જ્યાં આગળ નાના ઝરણની તીરમાં માતંગ=હાથીઓ ઝુલેછે. મત્તહાથીઓ ઝુલેછે એ ઘણોજ ઉત્તમ ભાવ છે. હાથી પક્ષે "ઝુલવું" એ શબ્દ સારી વાક્ય પ્રવિણતા સૂચવે છે. કિન્નરીઓ જેના પ્રદેશ ગજવે છે એવો દૂર છતાં

ઉંડી ઉંડી ગિરિ કુહુરમાં નિર્ઝરો જ્યાં ઝરેછે,
વૃક્ષચ્છાયે વન પશુતણાં અર્ભકો જ્યાં રમેછે;
નાનાં નાનાં ઝરણુ જળનાં નિર્મળાં જ્યાં ઝરેછે,
ધર્મારણ્યે ઋષિજન તણા આશ્રમો ત્યાં દિસેછે. ૫૪
જોયું તે સૌ થકી પણ હવે આવશે સારું સારું,
જોતો જોતો પ્રિય વિચરજે ક્ષેત્રમાં ધાન્યચારૂ;
પત્રોવાળાં તરુવર પરે કોકિલા મિષ્ટ બોલે,
તેના નાદે ધ્વનિત બનતા વિન્ધ્યકેરા પ્રદેશે. ૫૫

---

પણ તને સમીપ લાગતો વિન્ધ્યાના સમીપનો પ્રદેશ ત્યાંથી જરા નૈઋત્યમાં ગમન કરતાં આનંદ ઉપજાવશે. હજી લાટ દેશ આવ્યો નથી પરન્તુ સમીપવર્તી ચિન્હરૂપ આ શ્લોક લાટદેશનો આગમ સૂચવે છે.

(૫૪) સહ્યગિરિ મૂકયા પછી વિન્ધ્યાના પ્રદેશો સૂધીનો આવર્ણનાત્મક ભાગ સપાટ પ્રદેશનું વર્ણન અહિંથી શરૂ થાય છે. સપાટ છતાં નાના નાના પહાડથી આ પ્રદેશ ઘણોજ રમ્ય છે. ઋષિઓનો વાસ પણ આપણા લોકો આજ પ્રદેશમાં વિશેષ છે એમ માનેછે. જ્યાં ગિરિ=પર્વતની કુહર=ગુફામાંથી નિર્ઝરો=વેહેળા વહે છે એવો જ્યાં વિવિધ જાતનાં તરુની છાયાવાળા પ્રદેશમાં વન પશુનાં અર્ભક=બચ્ચાં રમે છે એવો, જ્યાં નાનાં ઝરણુ પણ ઘણાં ઝરેછે એવો તથા જ્યાં ઋષિયોના આશ્રમ દૃષ્ટિએ પડે છે એવો પ્રદેશ આવશે.

( ૫૫ ) અત્યાર સૂધી જે પ્રદેશ જોયા તેના કરતાં આગળ આવતા પ્રદેશ વધારે રમણીય છે. વિંધ્યગિરિના પ્રદેશમાં ઘણી જાતનાં તરુ થાય છે તેના તરુયુક્ત પ્રદેશમાં વસંતઋતુના દિવસો હોવાથી કોકિલાઓના નાદ થતાં ધ્વનિત=ગર્જિત પ્રદેશમાં તારુ ગમન પણ તને આનંદ ઉપજાવશે.

વારે વારે ઉતરી પડતી મેખલા એક હાથે
ઝાલીરાખી, અવર કરના લોલ લીલારવિન્દે
ક્રીડા કાળે પ્રણય કુપિતા થૈ સપત્ની પ્રસક્ત—
સ્વામીને તાડનથી દમતી માનિનીને રિઝાવ. ૫૬

અંભોજોની કળિથકી ઘણા ભૃંગ ઉરાડી જાતો,
વા'જે વાલા ગભિર ગમને પુષ્પવાસે સુહાતો;
લાડે લોટી મૃગ શિશુ તરૂચ્છાય નીચે રમન્તાં,
માર્ગે જોજે અગણિત યુથો હસ્તિઓનાં ચરન્તાં. ૫૭

ઘાડા ઉંચા સ્તન ઉપરના પુષ્પના હારમાંથી,
લેજે મીઠી પરિમળ ગ્રહી પત્રની કર્ણમાંથી;

---

( ૫૬ ) આ શ્લોક વનવિહારનો છે. કુપિતા નાયિકાનું વર્ણન છે. સપત્ની=શોકય પ્રસક્ત=આસક્ત સ્વામીને, વારે વારે ઉતરી પડતી મેખલા એક હાથે ઝાલી રાખી અવર=બીજા હાથના લોલારવિન્દે=લીલા કમળ વડે તાડનથી દમતી માનિની=માનીતિને રિઝવજે એટલે કે તેમને કામસક્ત કરીને પતિને વશ કરજે.

( ૫૭ ) અંભોજોની=કમળની કળિથી ભૃંગ=ભમરાને ઉરાડીને પુષ્પવાસે સુહાતો ગંભિર ગમનેજજે, એ પ્રદેશમાં લાડથી ભૂમિ ઉપર આળોટતાં મૃગ=હરિણનાં શિશુઓ વૃક્ષની છાયા તળે રમતાં હશે અને અગણીત હાથીનાં વૃન્દ તે પ્રદેશમાં ફરતાં દૃષ્ટિગમ્ય થશે. વિન્ધ્યાચળમાં હસ્તીઓ થાય છે.

( ૫૮ ) સપાટ પ્રદેશમાં પૃથક્ જનની સ્રીયોનું આ વર્ણનછે ઘાડા ઊંચા સ્તન ઉપરના પુષ્પના હારમાંથી વાસ

શીળી છાયે જળભરી મુકયા કુંભ ઓછાડી પત્ર,
જોડે ઝૂલે જનપદ વધૂ ન્યાળજે એ ચરિત્ર. ૫૮
પ્રાતઃસ્નાને ક્ષુભિત યુવતી સ્નાનથી જે થયુંછે,
ધોવાયાથી હૃદયપરના લેપ રંગાયલું છે;
કર્માએલાં કુસુમ તરતાં વેણીનાં જ્યાં વહેછે,
વાસે વૃન્દો જળની ઉપરે ભૃંગનાં જ્યાં ભમેછે. ૫૯
સંધ્યા કર્તા દ્વિજવરવડે જે શુચી છે થયેલું,
લોકે જેને દધિ મધુ સુધા અક્ષતે છે પુજેલું;
એવા વારિતણિ તું સરિતા તાપિને સદ્ય પેખી,
જાણી લેજે નવ રસમયી લાટની રમ્ય ભૂમિ. ૬૦

---

ગ્રહણ કરતો અને કર્ણમાં પેહેરલાં પત્રાી=પૌર સ્ત્રોયો શિ-રિષ તથા ચંદનનાં પલ્લવ કાનમાં પેહેરેછે પરન્તુ જનપદ વધુઓ તો ડમરાની પત્ર યુક્ત મંજરીઓ કાનમાં પેહેરેછે તેની પરિમલ ગ્રહણ કરતો પાણીના ઘડા ઝાડનાં પાંદડાં ઓછાડી મૂકેલાં હોય છે અને પોતે ડાળના હિંચકે હિંચેછે એવા વિહાર જોજે. પાણી શીતળ કરવાને માટે ઘડા ઉપર પાંદડાં રાખવામાં આવેછે જન પદ વધૂઓનાં અવાજ વિલાસ વર્ણવવામાં આવેછે. જુઓ "જન પદ વધુ-ઓ ઝુલે હિંદોળે તરુવર ડાળતણે દિવાર્ધકાળે" ઋતુ વર્ણન.

(૫૯) પ્રભાતમાં નદીનું વર્ણન છે લાટ દેશની દક્ષિણ-ના લોકની સ્ત્રીઓમાં પ્રભાતમાં નદીએ સ્નાન કરવાનો સં-પ્રદાય છે. સ્તન ઉપર લગાડેલાં ચંદન ઇત્યાદિના લેપના ધોવાયાથી રંગાયલું અને નાંયાથી ડોળાયલું અને કરમાઇ ગયેલાં વેણીનાં ફૂલ જેમાં તરેછે, અંગ લેપની અને ફૂલની વાસથી જેના પાણી ઉપર ભમરોનાં વૃન્દ ફરે છે.

(૬૦) આ અને ૫૯ મા છંદનું યુગ્મછે. સંધ્યા કરતા

ગાળી જેણે ઘણિક રજની છે વિનોદો કરીને,
ભેટાયેલી પ્રિયતમવડે કામ વ્યાપારકાળે;
ગાત્રો તૃપ્ત શ્લથ સુરતથી મોહ ચિત્તે ધરેછે,
ગાલે આવ્યા શિરજ લઇને કેશ બંધે ધરેછે. ૬૧

આવે એવી સુરત મૃદિતા ડોલતી મંદ મંદ,
સ્નાનાર્થે સૌ તટિનિ તટમાં પદ્મિની નિષ્કલંક;
અંગશ્રીએ મૃદુતર છતાં કર્કશા વાણિ વાળી,
ચોરી લેશે મન પથિકનાં દૃષ્ટિપાતે રૂપાળી. ૬૨

લાખે રંગ્યા ચરણ દિપતા રક્ત અંભોજ જેવા,
હંસો કેરા કલરવ સમા નાદ નૂપૂર કેરા;
એવી એવી ભવન તલમાં પૌર નારી વિલાસી,
સ્વામિ સંગે સુખ અનુભવે કામનાં દાડિ દાડી. ૬૩

---

દ્વિજવર બ્રાહ્મણોએ આપેલી અર્ઘની અંજલિથી શુચી=પ-
વિત્ર થયેલું, જેની લોકોએ દધિ=દહીં, મધુ=મધ, સુધા×અ-
મૃત અને અક્ષત વગરેથી પૂજા કરેલી છે એવું. નદીઓનાં
પાણીને આ પ્રમાણે વધાવવાનો સંપ્રદાય પ્રાચીનછે. હાલ
માત્ર પૂર આવેછે ત્યારેજ આ પ્રમાણે વધાવવામાં આવેછે.

(૬૧-૬૨) જેમણે રજનીનો વિશેષ ભાગ વિનોદમાં
ગાળેલો છે, જે કામ વ્યાપાર કાળે પ્રિયતમવડે ધાડ આ-
લિંગન પામીછે જે તૃપ્ત ગાત્રોવાળી, ચિત્તમાં ઉત્પન્ન થતા
મોહવાળી તથા ગાલ ઉપર આવેલા કેશને બંધન કરતી,
સુરતકાળે મૃદિત થયેલી અંગનાઓ આવતી હશે તે પથિ-
કના મનને હરણ કરે એવી મનોજ્ઞ હશે. નવી અવસ્થાની
ક્રીડામાં મૃદિત થયેલી સ્ત્રીઓ અતિ મોહ ઉત્પન્ન કરેછે.

આછાં આછાં ભૂષણ અબલા સર્વ અંગે ધરેછે,
હર્મ્યોત્સંગે ધવલ શશિના પૂજનો આદરેછે;
તંત્રી વાગે નૂપુર ફિરતી કામની ઉચરે છે,
બાળા બાગે રમણ કરલૈ કંઠમાં જ્યાં પૂરેછે. ૬૪
જ્યોત્સ્ના રૂપી ધવલ શશિની સાટિકા પૃથ્વિ ધારે,
સ્વચ્છાંબુના ધવલ સરમાં બાળ કૌમુદ ખીલે,
ફર્તા પ્રેમી શિશુકર લઇ વાટિકામાં વિલાસે,
સંધ્યા શોભા સમય વિતશે આવી જોતાં જવાશે. ૬૫
વિન્દયાદ્રિના શિખરપરનાં કલ્પવૃક્ષો ઝુલાવી,
મંદારાદી કુસુમ ખરવી નર્મદાને વધાવી;
અદ્રિવાસી વિદુર જનને માર્ગ તારો પુછીને,
પાછો ત્યાંથી ગમન કરજે ઉત્તરે વર્તવાને. ૬૬
રેવાજીના સલિલ ઉપરે હેમ અંબુજ સંગ,
હંસો નાચી કલરવ કરે મંજુ ગુંજાર ભૃંગ;
તે વેળાનો સુરભિ મધુરો ને ધ્વનિ લેઇ જાતો,
વાલો વાલા સમ થઇશ તું પ્રાતરે મંદ વાતો. ૬૭

---

( ૬૪ ) વસંતકાળ હોવાથી સ્ત્રીઓ અંગે આછાં વસ્ત્ર ધારણ કરેછે તથા રમણીય ઉદ્યાનોમાં શશીપૂજન કરે છે, અને વિશેષે કરીને વસંતકાળ હોવાથી કામનાં પૂજન ઇત્યાદિ કરેછે. વસંતમાં કામ પૂજનાદિ કરવામાં આવેછે એ સર્વ વિદિત છે.

( ૬૭ ) પ્રભાતમાં નર્મદાના તીરપર કમલ સાથે ક્રીડા કરતા હંસોના મધુર સ્વર તથા પદ્મની સુગન્ધિ વગેરે લઇને મંદ મંદ વાતો તું ક્રીડાથી ખિન્ન થયેલી સ્ત્રીઓને તેમના પ્રિયતમ જેટલો પ્રિય થઇશ અર્થાત તેમને તારો સ્પર્શ તેમના પતિના સ્પર્શ જેવો પ્રિય લાગશે.

ઉછરાડીને જળ કણુવડે ત્યાં તરંગો તું વાતો,
ઘાટે ઉગ્યાં કરુબક તણાં વૃક્ષને પાણી પાતો;
નાયા કેડે તટપર ઉભી સુન્દરીઓ ઉમંગે,
તારા સામું મુખ કરી તને, ઝીલી લેશે ઉછંગે. ૬૮
માતંગોના મદ જળવડે ઉછરેલાં દ્રુમોનાં,
પુષ્પો રેવા તટ પટપરે કામશય્યા રચન્તાં;
સીંચે વારી મધુમય ઝુલી ડાળી વાનીર કેરી,
એવી લીલા જનપદજનો માણતાં વિન્ધ્યવાસી. ૬૯
ખાવા આપે કિસલય કુણાં મિષ્ટ તાજાં ગૃહીને,
તોડી શાખા તરુની કરતો છત્ર છાયા પ્રિયાને;
ઢોળે વાયુ કમળદલ લૈ સુંઢમાં મંદ મંદ,
એવી રીતે મન મનવતા પ્યારીનું વિન્ધ્યનાગ. ૭૦

---

(૬૯) માતંગોના=હસ્તિઓના મદનરૂપી જળ વડેજ ઉછરેલાં દ્રુમોનાં પુષ્પો, રેવ=નર્મદાના તટપટ=શિલા ઉપર કામ શય્યા×મદન પીઠ રચતાં=રચે છે. પાણીમાં પડેલાં પુષ્પો તટ ઉપરની શિલાઓ ઉપર એકઠાં થાય એ સ્વાભાવિક છે. હસ્તિઓના મદજળ વડે ઉછરેલાં. મદે કરીને વૃક્ષ ઉછરે નહિ પરન્તુ એવી ઉક્તિ કરવાનો પ્રાચીન સંપ્રદાય છે. વળી તટમાં ઉગેલાં વાનીરની ડાળીઓ મંદ મંદ પવને કરી જ્યાં કામપીઠ ઉપર મધુમયવારી સીંચે છે એવી અનુપમ લીલા વિન્ધ્ય વાસી જનપદ=ગ્રામ્ય જન પણ અનુભવે છે.

(૭૦) આ શ્લોકમાં હસ્તીઓની લીલાનું વર્ણુન છે. હાથિઓ પોતાની પ્રિયાને તાજાં કુણાં અને મિષ્ટ કિસલયો અંકુરો કુંપળીયાં ખાવાને આપીને, તાપની વેળાએ હસ્તિ-

પાંડુ પુત્રે દ્વિજ ગણીમણિ ઉત્તમાંગેથી લૈને,
છૂટા મૂકયા મધુસુદનના વેણુથી વેર લૈને;
અશ્વત્થામા હજી પણ સદા વિન્ધ્ય કેરા પ્રદેશે,
રે'છે સર્વે સમય ફરતા પૂજતા દેવ દેરે. ૭૧

---

નીને માથે તરૂની શાખા તોડીને છત્ર છાયા કરતા, અને કમલ પત્ર શુંઢમાં લઇ તેણે વતે મંદ મંદ પવન ઢોળતા (વિન્ધ્યનાગ=વિન્ધ્યાદ્રિના હસ્તિઓ) પ્યરીનું મન મનવતા તું વિલોકજે (તારે મન પણ તેથી વિનોદ થશે) વિન્ધ્યાદ્રિમાં હસ્તિઓ થાય છે. **गजायुर्वेद** માં કહ્યું છે કે ॥ **हिमवद्विन्ध्यमलयागजानां प्रभवा नगाः** ॥ હસ્તિ વિહાર લીલા વર્ણવતાં આવીજ રીતે વર્ણન કરવામાં આવેછે. "ખાતાં બાકિ નવીન શલકિતણાં પત્રો પ્રિયાને ધરે" **માલતી માધવ.**

(૭૧) આ શ્લોકમાં પૌરાણિક તથા દંત કથાનો ભાસ થાય છે, મધુસૂદન=કૃષ્ણના વેણુથી તથા દ્વિજ ગણીને પાંડુ પુત્રે=અર્જુને વેર લૈને માત્ર ઉત્તમાંગેથી=માથેથી મણિજ લૈને છૂટા મૂકયા હતા તે અશ્વત્થામા દ્રોણ પુત્ર હજી પણ વિન્ધ્ય ગિરિના પ્રદેશોમાં સઘળા દેવોની પૂજા કરતા સર્વદા ભ્રમણ કરતા ફરે છે એવી દંત કથા છે. પાંચ પાંડવોથી ઉત્પન્ન થયેલાં પાચ પુત્રોનાં અશ્વત્થામાં રાત્રીને સમયે માથાં કાપી ગયા હતા તેથી અર્જુને વેર લેવાને માટે તેમને શોધી કહાડીને મારવાનો વિચાર કર્યો, પરન્તુ કૃષ્ણના કહેવાથી અશ્વત્થામાના માથામાં મણિ હતો તે કહાડી લૈને તેમને છોડી મૂકયા. દ્રૌપદીએ એવો નિમ લીધો હતો કે જેણે મારા પુત્ર માર્યા હોય તેના રૂધિરથી નહાવું તે મણી કહાડવાથી નિકળેલા રૂધિરે પાર પડયો.

છૂટા કેશે શ્લથિત વસને સ્વામિ પાદાબ્જ સેવે;
ક્રીડા ખિન્ન પ્રમદ યુવતી જેમ પર્યંક પાદે;
એવી રીતે અપરિચિત આ, દૂર્ગ શૈલ પ્રવાસે,
વિન્ધ્યાદ્રીના પદપરિસરે શીર્ણ સોમોદ્ભવા છે. ૭૨
ટોકે જેની નવદલ અને મો'રવાળા રસાળે,
કોકીલાઓ મધુ ગુણ તણાં ગીત ગાતી સુણાયે;
છાયો સારો કુસુમિત રુડાં પાદપે નેત્રહારી,
વિન્ધ્યાદ્રીને નયન ભરીને નિર્ખજે ન્યાળી ન્યાળી. ૭૩

---

( ૭૨ ) છૂટા કેશે=કેશકલાપે તથા વસને શ્લથિત=ભિન્ન ક્રીડાખિન્ન=રતિ ક્લાન્ત પ્રમદ યુવતી જેમ પર્યંક=મંચપાદે= પાંગથે સ્વામિના પાદાબ્જ=પાદ=પગ અબ્જ કમળ સેવે તેમ—એવી રીતે આ અપરિચિત દૂર્ગ=અલંઘનીય દુર્ઘટ શૈલ પ્રવાસે કરીને (ક્લાન્ત) સોમોદ્ભવા=નર્મદા વિન્ધ્યાદ્રિના પદપરિસરે=તલાટીના પ્રદેશે પથરાઇ રહેલી છે. "સોમોદ્ભવા—રેવા, નર્મદા મેખલકન્યકા" વગરે ભૃગુપુર પાસે આવેલી નર્મદા નદીનાં નામ છે.

( ૭૩ ) જેની (વિન્ધ્યાની) ટોકે નવદલ=નવિન પલ્લવ અને મો'રવાળા રસાળે આંબાઓ ઉપર મધુ=વસંતના ગુણ તણાં ગીત ગાતી કોકીલાઓના સ્વર સંભળાય છે એવા તથા કુસુમિત=પુષ્પિત પાદપે=વૃક્ષે સારો=સઘળો છવાઇ ગયેલા નેત્રહારિ વિન્ધ્યાદ્રિને નયન ભરીને ન્યાળી ન્યાળીને જોજે. અતિ સૌંદર્ય હોય ત્યારેજ નયન ભરીને એમ કહેવામાં આવે છે. વિન્ધ્યાદ્રિ ઘણોજ નેત્રહારી=નેત્રને આનંદ ઉપજાવે એવો છે.

વારે વારે રવિ ઉદયની વાટ જોતાં અથાગ,
નદ્યોત્સંગે રજનિ વિરહી આતુરાં ચક્રવાક;
છૂટા થતા ભ્રમર ઉદયે પદ્મબંધે પડેલા,
બંધાતા કૈં યુવતિ અલકો બંધ છૂટા થયેલા. ૭૪
જોતાં તારાં નયન ઠરશે દેશ એ રમ્ય સારો,
જાતાં ત્યાંથી અવિરલ સખે! આમ્રનાં વૃક્ષ વાળો;
ક્ષેત્રે ક્ષેત્રે સ્થિતિ કરિ રહી લીલિ લક્ષ્મી નિહાળી;
લાટ શ્રીનો સહુજ મનમાં ખ્યાલ લેજે ઉતારી. ૭૫

---

( ૭૪ ) આ શ્લોકમાં પ્રભાત વર્ણન છે. નદ્યોત્સંગે=નદીના તટ ઉપર આખી રાતનાં વિયોગી ચક્રવાકનાં જોડાં રવિ ઉદયની વાટ જોતાં ઘણાંજ આતુર થઈ રહેલાં, વળી પ્રભાતમાં રવિ ઉદયે કરીને ખિલતાં કમળમાંથી રાતે કમળ કોશમાં રહી ગયેલા ભ્રમરો બંધન મુક્ત થાય છે. અને પ્રમદાઓ અલકબંધ શ્લથિત થઈ ગયેલા પુનરપિ બંધન પામે છે. આ પ્રમાણે વિન્ધ્યગિરિ અને તેના સંમંતતઃપ્રદેશનું વર્ણન કર્યા પછી વળી આગળ ચાલવાને માટે અભ્યર્થના કરે છે.

( ૭૫ ) ત્યાંથી ગમન કરતાં તારાં (અનિલનાં) અવિરલ=આછાં નહિ ને ઘાડાં આમ્રવૃક્ષોવાળા એ સારો સત્રબો રમ્ય દેશ જોતાં નયન ઠરશે. અને ક્ષેત્રક્ષેત્રે=દરેક ખેતરમાં, ધાન્યના રૂપમાં લક્ષ્મી ખેતરમાં વાસ પૂરે છે. ( લક્ષ્મી મુકી કમળાને ગઈ ખેતરોમાં.) रंभारतिकाल त्रोटक.) માટે લીલિ લક્ષ્મી=ધાન્ય શ્રી જ્યાં સ્થિતિ કરી રહી છે એવાં ખેતરોને જોઇને લાટશ્રીનો=લાટદેશની સમૃદ્ધિનો ખ્યાલ કરી લેજે. તાત્પર્ય કે=લાટ દેશમાં ઘણીજ

ઉંચાં ઉંચાં સ્ફટિક ગૃહના હેમકુમ્ભે રૂપાળી,
વાએ લોલ ધ્વજ પટ વડે દૃષ્ટિને ચોરનારી;
ભાસે છાયાપથ સમ અતિ શુભ્ર જે રાત્રિ કાલે,
જોજે એવી ભૃગુપુરિ સખે! નર્મદાને કિનારે. ૭૬

---

સમૃદ્ધિ છે. જે દેશમાં પાક સારો હોય ત્યાં સમૃદ્ધિ હોય એ તો વાસ્તવિકજ છે. નર્મદાના કિનારા ઉપરનો દેશ લાટ કહેવાય છે. કેટલેક ઠેકાણે આખા ગૂજરાતને પણ લાટ કહેલો છે. લાટ ઉપરથીજ "લાડ" શબ્દ થયેલો છે એવું પંડિત ભગવાનલાલનું મત છે. અને તેને સિદ્ધ કરવામાં તેઓ કહેતા કે લાટ દેશના વાસી માટેજ "લાડ" આ જાતના વણિક્‌ની વસ્તી અદ્યાપિ પણ ભરૂચ વગેરે ભાગમાં ઘણી છે.

(૭૬) ઉચાં ઉચાં સ્ફટિક ગૃહના=ચળક પાષાણના ગૃહના શિખર ઉપરના હેમ=સુવર્ણના કુંભે=કલશે કરીને રૂપાળી, અને નિરંતર વા'તા વાયે=પવને કરીને લોલ=ચલિત ધ્વજ પટવડે ચિત્તને ચોરે એવી તથા રાત્રીકાળે રાત્રીને વખતે નર્મદાના પાણીમાં આખી નગરીનો આલોક પ્રતિબિંબિત થવાથી છાયાપથ=વ્યોમગંગાના જેવા દેખાવ વાળી નર્મદાને કિનારે આવેલી ભૃગુપુરીને જોજે. પાણીમાં નગરનો દેખાવ પડવાથી આખું નગર વ્યોમગંગાની પેઠે નદીમાં દૃષ્ટિગમ્ય થાય છે તેથી કરીને છાયા પ્રતિબંબ દેખાય છે. "છાયાપંથ જેવી" એ વિશેષણ ભૃગુપુર પાવડી પને એટલે નદીને તેમ નગરીને બંને માટે યોગ્ય છે.

આદિત્યાસ્તે ચતુર ચકવી છેક જો શોકમાં રે,'
બીજી પાસે શશિઉદયથી ચાતકી હર્ષમાં રે';
એવી રીતે અનિમિત લીલા ઇશની વિશ્વમાં છે,
ફર્તા ફર્તી સુખ દુઃખ સખે ! તેમ સૌ પ્રાણીને છે. ૭૭
ગાત્રે ગાત્રે કૃશ વિરહથી એક વેણી થઇ છે,
આરોહેથી સલિલવસન સ્રસ્ત જેનું થયું છે;
પોતે શોકાતુર પણ સદા દે બીજાજે પ્રમોદ,
એવી જોતાં મહિ તટિનિને પામતો ના વિકાર. ૭૮
જ્યાં પુષ્પોથી નમિ નમિ જતી કુંજમાં કુબ્જકેરી,
નિદ્રા લેતા પ્રમદ શિખિને કોકિલાઓ પ્રબોધી;
કેકાયુક્ત સ્વરયુત તને સદ્ય સન્માન દેશે,
ધીરા ધીરે ગમન કરજે રમ્ય એવા પ્રદેશે. ૭૯

---

(૭૭, આદિત્ય અસ્તે=સુરજ આથમતાં ચકવી=ચકલી અથવા ચક્રવાક શોક પામે છે કારણ કે તે પક્ષી રાત્રીને સમયે વિયોગી થાય છે. અને ચંદ્ર ઉદય થાય ત્યારે ચાતક પક્ષી આનંદ પામે છે એવી રીતે આ સંસારમાં પણ ફરતા ફરતી સુખ દુઃખ આવે જાય એ તો ઈશ્વરનીજ અનિયમિત લીલા છે.

(૭૮) મેઘના વિરહથી=ગાત્રે કૃશ, અને એક વેણી થયેલી=એકજ પ્રવાહે વહેતી આરોહેથી જેનું સલિલરૂપી વસન સ્રસ્ત ખસી ગયેલું છે એવી અને પોતે તો વિયોગી હોવાથી શોકાતુર પણ બીજાને આનંદ ઉપજાવે એવી મહી નદીને જોતાં તું વિકાર પામતો નહી, મહીને વિરહિણી સાથે સરખાવી છે. બધાં વિશેષણ બેઉને સમાન છે.

( ૭૯ ) જ્યાં પુષ્પોથી નમી જતી કુબ્જ કુંજમાં નિ-

શોભાવાળા, શચિપતિતણા નન્દનોદ્યાન જેવાં,
સાન્દ્ર છાયા તરુવર ભર્યાં રમ્ય આરણ્યકોમાં;
લજ્જા પામી વિપુલ કુચને ઢાંકતી બાહુ દંડે,
જોશે તું ત્યાં શબર યુવતી ખેલતી જંબુ કુંજે. ૮૦
નાનાં મોટાં સરસિ, સરિતા નિર્ઝરોના પ્રવાહે,
સ્નિગ્ધ શ્યામામ્બુદ સમુહ શા શાખિઓના સમૂહે;
તે તે સ્થાનો હરિણુથી ભર્યાં શાદ્વલોના વિભાગે,
વર્ષા શ્રીથી અધિક તુજને નેત્રહારી જણાશે. ૮૧
સ્વાદુ, પુણ્ય, પ્રભુત જળથી જન્હુકન્યા સમાન,
ક્રીડાર્થે શ્રીનગર સરને શ્રી સદા આપનાર;

---

દ્રા લેતા શિખી=મયૂરોને કોકિલાઓ પ્રબોધિ=જગાડી; તેના કોકારવરયુત=સાથે તને સન્માન આપશે માટે એવા રમ્ય પ્રદેશે હે ધીરા ! તુ ધીરેથી ગમન કરજે. તારી ગતિને મંદ પાડજે, કારણ કે શ્રીનગર સમીપ આવે છે.

( ૮૦ ) શચિપતિ=ઇન્દ્રના નંદન ઉદ્યાન=વાટિકા જેવાં, સાન્દ્ર=ઘાડો છાયાવાળાં અરણ્યક=વનમાં લજ્જા પામી પોતાના પીનોતુંગ સ્તને ઢાંકતી જંબુ નામના વૃક્ષોની કુંજોમાં ખેલતી શબર લોકની જુવાન યુવતીઓને તું વિલોકજે.

( ૮૧ ) સરસિ=તળાવ=સરિતા અને નિર્ઝરો=ઝરણોથી, સ્નિગ્ધ શ્યામાંબુદ=શામ મેઘ જેવાં શાખી વૃક્ષોના સમૂહે તે તે સ્થાનકો=દરેક સ્થળો હરિણોથી શાદ્વલ=રમ્ય લીલા પૃથ્વીના ભાગથી તે પ્રદેશ વર્ષાઋતુની શ્રી જેવો નેત્રહારી=મનહર તને આશ્ચર્ય ઉત્પન્ન કરશે. આ પ્રદેશ સર્વદા જળથી સિંચાતા રહે છે અને રસાળ છે તેથી તે સર્વદા વર્ષાઋતુના જેવા લાગે છે.

( ૮૨ ) જન્હુકન્યા=ગંગાના જેવા મિષ્ટ પુનિત અને

એવી પુણ્ય શ્રણિ કણતણો મંથર સ્પર્શ પામી,
તારો પંથ શ્રમ તું હરજે બંધુ કુંજે વિરામી. ૮૨
તે સ્થાનેથી સહચર જતાં સૌમ્ય દૃષ્ટવ્ય રમ્ય,
આલોક શ્રીનગર ગૃહના કેતુકેરો વિલોક;
ચંદ્રાદિત્ય ગ્રહ ગણ તણી ચામરગ્રાહિણી શી,
ઊંચી ઊંચી સપટ ઝુલતી ચંદ્રશાળા રૂપાળી. ૮૩
આવે રાત્રે પુજન કરવા સુરરામા રસીલી,
પ્રાતઃકાળે પુરયુવતિયો પૂજતી હર્ષઘેલી;
વાંચ્છા પુરી મનતણી અને મોક્ષ આપે સદાય,
વંદી એવાં શિવ ચરણને પેસજે પુર માંહ્ય. ૮૪

---

નિર્મળ જળથી શ્રીનગરના સરને=શ્રીનગરની પાસે આવેલા મોટા ક્રીડા સરોવરની જળશ્રીને સર્વદા અક્ષત રાખનાર વા શ્રી શોભા આપનાર પુનિતશ્રણી નામની નદીની જળ કણિકાનો સ્પર્શ પામીને હે બંધુ ! અથવા બંધુકુન્જ=બંધુકકુંજે વિરામીને તારો પથશ્રમ ઉતારજે.

( ૮૩) તે સ્થાનેથી જતાં શ્રીનગરનાં ગૃહ કેતુનો આલોક કે જે રમ્ય અને જોવા લાયક છે તે તું જોજે. વળી ચંદ્ર આદિત્ય વગેરે ગ્રહગણની ચામરગ્રાહિણી જેવી સપટ=ધ્વજાઓવાળી ઝુલતી ઉંચી ઉંચી ચંદ્રશાળાઓને પણ વિલોકજે.

( ૮૪ ) રાત્રે સુરરામા—અપ્સરાઓ અને પ્રાતઃકાળે પ્રભાતે જ્યાં પુરયુવતિઓ શ્રીનગરની સ્ત્રીઓ પૂજન કરવા આવે છે અને જે વાંચ્છા=મનની આશાઓ પુરી મોક્ષને આપે છે એવા શિવનાં (અમુક શિવ હશે તેનાં) ચરણારવિંદને અભિવંદના કરી તું નગર પ્રવેશ કરજે.

શુભ્ર સ્વચ્છ સ્ફટિકમય એ દૂર્ગની ભિત્તિ બા'ર
આલેખેલી કમળ વનમાં રાજહંસોની હાર;
દેખી પ્રેમે નિકટ વિચરે પામી ચિત્ત વિકાર,
જોજે એવી ભ્રમિત બનતી હંસિઓના વિહાર. ૮૫
ક્રીડાવાપી ઉપવન વને સાન્દ્ર રમ્યોપકંઠે,
પુષ્પે પત્રે નમીનમી જતાં શાખિઓની નિકુંજે;
સાયંકાળે જલધરસમા દુંદભિના ધ્વનિથી,
આરંભે છે ભ્રમિત થઇને નર્તનો ત્યાં કલાપી. ૮૬

---

( ૮૫ ) શુભ્ર એટલે ધોળા તથા સ્વચ્છ સ્ટાફિક મણિના બનાવેલા તે નગરીના દૂર્ગ=કિલ્લાની બારની બાજુએ વિવિધ પ્રકારનાં ચિત્રો કાઢેલાં છે તેમાં કમળ વનોમાં રાજહંસોની પંક્તિઓ ચિતરેલી છે, તે પંક્તિઓમાં કાઢેલાં હંસોનાં ચિત્ર એવાં તાદૃશ છે કે પાસેની નગર પરિખાના કમળનાં વનોમાં રમતી રાજહંસીઓ આ ચિતરેલા હંસોને ખરા હંસ માની કામવિકાર પામી તેમની પાસે ઉડી ઉડીને જાય છે; અર્થાત્ ભ્રાન્તિ પામી તેમની સાથે ક્રીડા કરવાની ઇચ્છા રાખે છે. આ ઉપરથી તે ચિત્રોની તાદૃશ આકૃતિઓ કાઢવામાં વાપરેલું ચાતુર્ય દર્શાવ્યું છે.

( ૮૬ ) ક્રીડાવાપીઓથી ઉપવનોથી તથા વનોથી સાન્દ્ર એટલે ધાડી છાયાવાળા એ નગરીના રમ્ય ઉપકંઠમાં એટલે સમીપના પ્રદેશમાં, વસંતઋતુ હોવાથી ખીલેલાં પુષ્પોએ તથા તાજાં પત્રોના ભારથી નમી જતાં શાખીઓ એટલે વૃક્ષોની કુંજોમાં બેઠેલા મયૂરો નગરીમાં સાંજ સમયે દેવાલયોમાં તથા રાજદ્વારમાં વાગતાં દુંદભિના મેઘ ગર્જના જેવા શબ્દ સાંભળી નૃત્ય કરવા માંડે છે, અર્થાત્

વારે વારે પવન વહને ડોલતાં પદ્મવૃન્દ,
બોલે હંસો ભ્રમર, કરતાં મંજુશબ્દો વિહંગ;
વાયુ વાતાં, નગરપરિખા વારિકેરા તરંગ,
વાગે જાણે મુખર રવથી મંગલાર્થે મૃદંગ. ૮૭
ક્રીડાસક્ત પ્રિયતમ કરે તૂટતાં હાર યણિ,
વેરાયેલાં શયનપટમાં પંક્તિઓ મૌક્તિકોની;
ચારે પાસે ભ્રમણ કરતાં વૃન્દ પુષ્પંધયોનાં,
દર્શાવે છે નગર વનમાં ક્રીડનો કામીઓનાં. ૮૮

---

સાંજે એટલાં બધાં દુંદભિના ગંભીર શબ્દો ત્યાં સંભળાય છે કે મયૂરો તેમને મેઘની ગર્જના ધારી નૃત્ય કરવા માંડે છે. આથી કરીને નગરના સમીપ પ્રદેશનું સંધ્યા સમયનું અતિશય રમણીયત્વ દર્શાવ્યું છે.

( ૮૭ ) એ નગરની આજુબાજુ સ્વચ્છવારીથી ભરેલી પરિખા છે તેમાં ઉગેલાં કમળો વાયુ વાવાથી આમ તેમ નૃત્ય કરતાં હોય તેમ સદા હાલતાં જણાય છે. ત્યાં જળ સમીપ બેઠેલાં વિહંગ એટલે પક્ષિઓ મંજુ-મીઠા શબ્દ કરે છે. કમળની આસપાસ ભમરાઓ તથા હંસોના સ્વર થાય છે તથા વાયુ વાવાથી નગરપરિખાના જળના તરંગ સ્ફટિકના દુર્ગમાં અથડાવાથી જાણે મંગળ મૃદંગના શબ્દ થતા હોય તેવા લાગે છે. અર્થાત્ જળતરંગના મૃદંગ જેવા અવાજથી તથા તંત્રીના જેવા હંસભ્રમરનાશબ્દથી તથા નૃત્યથી જાણે આખો દિવસ ત્યાં નૃત્ય ગાયન મચી રહેતું હોય એમ જણાય છે.

વારિક્રીડા કરી રહી પછી ચીવરો ધારી અંગે,
તાજાં ખીલ્યાં ગ્રથિત કરતી પુષ્પને વેણીગુંફે,
ચુંટી લીલા મૃદુ કમળના દંડને હસ્ત ધારી,
જોશે તું ત્યાં વિલસતી સખે! કુંજમાં પૌરનારી. ૮૯
વારે વારે ત્વરિતગમને સ્રસ્ત થૈ કેશમાંથી,
જેના પીનસ્તનયુગપરે વાગતી પુષ્પવેણી;
લૈને ગંધાક્ષત વિચરતી શંભુને પૂજવાને,
લોલાપાંગી પુરજનવધૂ એવી જોજે પ્રભાતે. ૯૦

---

( ૮૮ ) ક્રીડામાં લીન થયેલા પ્રિયતમ એટલે પોતાના પ્રિયના હાથમાં ભરાવાથી તૂટી ગયેલા મોતીના હારની સેરોમાંથી શયનમાં ગરી પડેલાં મોતીઓની પંક્તિઓ તથા તેમનાં (સ્ત્રી પુરૂષોનાં) અંગ ઉપર ચોળેલાં સુગન્ધી દ્રવ્યોના ગંધથી લોભાઇને ફરતાં ભમરાઓનાં ટોળાં એવું સૂચવે છે કે એ નગરના વનમાં કામી સ્ત્રીપુરુષો સદા ક્રીડા કરવા આવે છે. અર્થાત્ નગરના વનમાં પુષ્પનાં શયનમાં વેરાયેલાં મોતીઓથી તથા ત્યાં આગળ પ્રસરતી સુગન્ધિથી લોભાઇ ભમતાં ભમરાનાં ટોળાં દેખી તને એવું અનુમાન થશે કે અહીંઆં કામી પુરુષોએ ક્રીડા કરેલી છે. શયનમાં વેરાયેલાં મોતીઓ એમને એમ પડયાં રહેવા દીધેલાં તથા વિવિધ પ્રકારનાં તૈલાદિની સુગંધી ત્યાં પ્રસરેછે. આથી તે પુરના લોકોનો વૈભવ સૂચવ્યો છે.

( ૮૯ ) વળી એ નગરના ઉપવનમાં કોઇ કોઇ સ્થળે વારી ક્રીડાથી પરવારીને રેશમીવસ્ત્રો અંગ ઉપર ધરતી તથા તાજાં પુષ્પોને પોતાના કેશમાં ગૂંથતી તથા કમળના ડાંડા હાથમાં વિલાસને માટે રાખતી, આવા ભિન્ન ભિન્ન વ્યાપારમાં પડેલી, તે નગરની સ્ત્રીઓને તું વિવિધ પ્રકારના વિલાસ કરતી જોઇશ.

મુક્તારત્ન સ્ફટિકથી જડ્યાં શિખરો લક્ષવાળાં,
ભેદીનાખે ગગનતલને દંડ જેની ધ્વજાના
ઝૂલે એવા નૃપતિભવને હસ્તિઓ મેદવાળા,
ભાસે જાણે ભ્રમણ કરતી મેરુની મેઘમાળા. ૯૧
મુગ્ધાઓના લલિત ગતિથી સાસરે સંચરંતા,
પાદન્યાસો સ્થળકમળશા રાગના રક્ત પામી;
શોભે સ્વચ્છ સ્ફટિકમણિના માર્ગ વિસ્તારવાન,
પદ્મોકેરાં વનથકી ભરી સ્વર્ગગંગા સમાન. ૯૨

---

( ૯૦ ) વળી પ્રભાતમાં શંકરનું પૂજન કરવા જતી સ્ત્રીઓ તારી દૃષ્ટિએ પડશે. આ સ્ત્રીઓના ઉતાવળા (અર્થાત્ દિવસ ચઢી જવાના ભયથી ત્વરાવાળા) ગમને તેમના અંબોડામાં બાંધેલી પુષ્પની વેણીઓ છુટી જાય છે અને વારંવાર તેમના ધાડા સ્તન ઉપર આમ તેમ અથડાય છે તે પણ તે સજ કરતી નથી. આમ લખવાથી સ્ત્રીઓના ચિત્તની પૂજામાં એકાગ્રતા દર્શાવી, કારણ કે જો તેમનું ચિત્ત ભક્તિમાં તલ્લીન ન હોય તો પોતે તેવા વિગલિત વેશે જાયજ નહીં.

( ૯૧ ) આ પ્રમાણે સઘળું નગર બાહારનું જોવા લાયક જે હોય તે વિલોકી નગરમાં પેઠા પછી હે અનિલ! તું મોતી રત્ન સ્ફટિકથી જડેલાં લાખ શિખરોવાળા તથા આકાશને અડતી ધજાઓવાળા નૃપતિના ભવન આગળ મોટા મોટા હસ્તીઓની હારો ઝુલતી દેખીશ—આ ઉપર વર્ણવેલા, રાજાના મેહેલની આગળ ઝુલતી હાથીઓની પંક્તિઓ કેવી દેખાય છે, કે જાણે સુવર્ણના મેરુપર્વતની આસપાસ જેમ ચોમાસામાં મેઘની, વાયુથી આમ તેમ ભમતી હારો ન હોય?

( ૯૨ ) હવે નગરીનું રાત્રીનું વર્ણન કરે છે. રાતે અ-

હર્મ્યોગ્રે જે કનક કળશો હસ્ત ધારી ચ્ઢે છે,
સૌભાગ્યાર્થે પુરજનવધૂ ચંદ્રમાને પૂજે છે;
ત્યારે પામે નગર સઘળું કોટિચંદ્રપ્રકાશ,
રામાઓના વદનશશિનો પામતાં શુભ્ર ભાસ. ૯૩
સ્નાને ભીનાં વસન સઘળાં અંગને ચોટી જાય,
આછાં આછાં ભુષણુથી વપુ રમ્ય જેનાં જણાય;
લોલાપાંગી પુરયુવતિઓ એવી વાપિતટોમાં,
જોશે તું ત્યાં કમળ વિણીને પેસતી આલયોમાં. ૯૪
તે સ્થાનેથી અભિમુખ જતાં શિખરો લક્ષવાળું,
લાંબુ પોળું કનકથી મઢ્યાં દ્વારને સાખ વાળું;
મોટા મોટા રમણીય ઊંચે હેમના કુંભવાળુ,
પૂજાતું છે સુરવધુવડે રૂદ્ર દેરૂં રૂપાળું. ૯૫

---

લિત લલિત ચાલે ચાલતી સામરે જનારી સ્ત્રીઓના અ-
ળતાવાળાં પગનાં અનિયમિત પગલાંથી સ્ફટિકમણિના
મોટા પોહોળા રસ્તાઓ, રાતાં કમળવનથી ભરેલી જેમ
આકાશગંગા શોભે તેમ શોભિતા તથા રમણીય લાગે છે.

( ૯૪ ) જ્યારે પૂર્ણિમાને દિવસે સઘળી પોરવધૂઓ
ચંદ્રનું પૂજન કરવા હર્મ્યતળોમાં ચઢે છે ત્યારે તેમનાં ચંદ્ર
જેવાં મુખનો ને ચંદ્રનો પ્રકાશ એક થવાથી જાણે નગરી-
માં કોટી ચંદ્ર ઉગ્યા ન હોય તેવું દેખાય છે.

( ૯૫ ) વળી વાપીઓમાં કમળ વિણવાને માટે પડે-
લી સ્ત્રીઓના અંગે સ્નાનથી વસ્ત્રો ચોટી ગયેલાં હશે તથા
તેમનાં આછાં આછાં આભુષણો દેખાતાં હશે એવી શોભા
પણ તારી દૃષ્ટિએ ત્યાં પડશે.

તેની વામે ગગનતલશો ભવ્ય છે ચોક આવ્યો,
જે ચોપાસે રમણીય ઉચા મે'લથી વિંટાયો;
જેમાં ટાંગ્યાં કનક શળિએ શુકનાં પિંજરો છે,
સામે દ્વારે ગણુપતિ લખ્યાં દીપ્તિમાન્ મંદિરો છે. ૯૬
દ્વારે બાંધ્યાં સુરધનુ સમાં તોરણે શોભિ રે'તાં,
વારીયંત્રે ઉપવનવડે પક્ષિવર્ગે ભરેલાં;
આલેખ્યા છે સ્ફટિકપર જ્યાં કૃષ્ણરાધાવિલાસ,
એવા મારા સુહૃદ્જનના નિર્ખજે તું નિવાસ. ૯૭
સામા સામી દિવસ વિગમે ટાંગી વાતાયનોમાં,
રાતા લીલા મણિથકી જડ્યાં પિંજરો શુકકેરાં;
જોજે તું ત્યાં મમ ભવનના માર્ગની આસપાસ,
મંજુ શબ્દે શુક શિખવતી નાગરીના વિલાસ. ૯૮

---

( ૯૬ ) એ સ્થાનથી પૂર્વ દિશામાં ગગનાંગણ જેવો એક ચોક છે, તેની ચારે પાસે મોટાં મોટાં ભવન છે તેમાં શુકનાં પિંજરો ટાંગેલાં છે, ભીંતોપર કૃષ્ણ રાધાના વિલાસ ચિતરેલાં છે, આથી કરીને પોતાના આપ્ત વર્ગની સમૃદ્ધિનું તથા વૈભવનું વર્ણન કરેલું છે.

( ૯૭ ) આ ચોક આગળ નાયકના ભવનનો માર્ગ છે માટે ત્યાં વર્ણન છે, અનિલને કહે છે કે તું મારા ભવનના માર્ગની આજુ બાજુ મોટા મે'લમાં બારીએ સામાસામી શુકના પિંજર ભરવી મીઠાં મીઠાં વેણ બોલી શુકને ભણાવનારી નાગરિકાએના વિલાસ જોજે, આથી તે સ્ત્રીઓનું તેમાં કૌશલ્ય દેખાડ્યું છે.

( ૯૮ ) રાજહંસીને કામ પ્રમત્ત થૈ પીડા કરતા મલ્લિ-

તંતુઓથી કમલિની તણા બાંધી પોતાની પાસ,
કામે ઘેલા પીડિત કરતા હંસિને મલ્લિકાક્ષ;
પોતે ગાતાં મણિવલયથી તાલી લૈ તાલ દેતી,
સાયંકાળે નચવતી હશે નાગરી કો શિખંડી. ૯૯
ચર્ણે ધારી મૃદુ મૃદુ રવે વાગનારાં નુપૂર,
અંગે રાતાં વસન મણિનાં કર્ણમાં કર્ણપૂર;
કિંચિત્ કંપે સ્તનકળશના ચાલતી મંદ મંદ,
જોશે તું ત્યાં વળિ સરિણિમાં નાગરી નિષ્કલંક.૧૦૦

---

કાક્ષને કમલિનીના રેસાથી બાંધીને સાયંકાળે કોઇ નાગરિકાઓ પોતે ગાન કરતાં કંકણથી તાલ દૈ મયૂરને નૃત્ય ગાવાનું શીખવતો હશે, આથી ત્યાંની નાગરિકાઓનું નૃત્ય ગાનમાં કૌશલ્ય દર્શાવ્યું છે તથા તેમના વિલાસો કેવા છે તે દર્શાવ્યું છે.

( ૯૯ ) પગમાં ઝીણા ઝીણા સ્વરે વાગતાં નુંપૂર ધારીને તથા અંગે આ વસંત ઋતુ હોવાથી સાળુ પે'રીને તથા કાનમાં મણિના કર્ણપુર પેરીને ઉતુંગસ્તને કરી નિતંબ ભારે મંદ મંદ ચાલતી નાગરિકા તું ત્યાં જોઇશ, મૃદુ મૃદુ સ્વરવાળાં નૂપુર એમ લખવાથી તેમના સુકુમારત્વને લીધે સ્વરની અસહિષ્ણુતા દર્શાવી. રક્ત વસનથી તેમનું ઋતુ ઋતુના વિહારમાં નૈપુણ્ય દર્શાવ્યું અને મંદ મંદ ચાલે છે તોપણ કિંચિત્ સ્તન કળશ કંપે છે, આથી તેમના પયોધરોનું ઔન્નત્ય તથા ગતિનું મંદત્વ સૂચવ્યું છે. નિષ્કલંક શબ્દે તેમનું પાતિવ્રત્ય સૂચવ્યું છે.

( ૧૦૦ ) અહીંથી નાયકના ભવનનું વર્ણનછે. તે ભવ-

તેની પૂર્વે રમણિય સખે પારિજાતાદિ કેરા,
રમ્યોદ્યાને મમ ભવન છે સર્વ કલ્પદ્રુમોના;
મંદારાદિ તરૂ સરિણુની બેઉ બાજુ પરે છે,
જેની કુંજે વિહગ પ્રિયનાં મારી વાસો વસે છે. ૧૦૧

દ્વારાકારે ભવન નિકટે મંડપો વલ્લિના છે,
જેમાં મારા શુકરૂપિ સખે દ્વારપાળો વસે છે;
વામે મારા ઉપવન તણી મલ્લિકાની નિકુંજે,
ખેલાવે છે મમ પ્રિયતમા બાળહંસો દિનાન્તે. ૧૦૨

ઘ્રાણુ આડી ગ્રહણુ કરીને પદ્મ કિંજલ્ક ગંધ,
મારે ધામે નિરખિ તુજને આવતો મંદ મંદ;
તાજી ખીલી નિજ કળિવડે બાળજંબુલતાદિ,
સત્કારાર્થે અનિલ ! તુજને સદ્ય લેશે વધાવી. ૧૦૩

---

તેની પૂર્વે પારિજાત મંદારાદિ વૃક્ષોનાં મારાં ઉદ્યાન છે તેમાં મારો સખીનાં પ્રિય વિહંગ વાસો વસે છે વળી દ્વારના આગારના વલ્લીઓના મંડપો છે તેમાં પ્રિયાએ પાળેલા શુક જે મારા દ્વારપાળ જેવા છે તે રહે છે અને તેની ડાબી બાજુએ મલ્લિકાની કુંજમાં મારી પ્રિયતમા હંસોને ખેલાવે છે. આથી નાયકના ભવનની રમણીયતા તથા નાયિકાનું વિલાસિનીત્વ સૂચવ્યું છે.

( ૧૦૩ ) મારા દ્વારમાં પેસતાં દ્વાર આગળની વલ્લીઓ પોતાનાં પુષ્પોએ તને વધાવીને અતિથી સત્કાર કરશે કારણ કે તું પણ પદ્મના ગંધરૂપી ઉપહાર લૈને અતિથીની પેઠે ત્યાં જતો હઈશ.

નિત્યે ભૂમિશયમ કરતી સૌમ્ય સૌભાગ્યવાળી,
બાલાવસ્થે વિરહદુખ આ દોહલું વેઠનારી;
સાહેલીના દુખથી દુખણી હોય તેવી થયેલી,
જોશે તું ત્યાં હરિણી ફરતી આંગણામાં પ્રિયાની. ૧૦૪
આછાં અંગે વસન ધરતી દુબળાં ગાત્રવાળી,
રંગે ગોરી વલય મણિનાં હસ્તમાં ધારનારી;
તન્વી શ્યામા કમલનયના થોડબોલી વિહારી,
બાલાવસ્થે પ્રિય ગૃહિણીએ જાણજે ભાભી તારી. ૧૦૫

---

( ૧૦૪ ) અહીં નાયિકાનું વર્ણન શરૂ થાય છે. નાયક કહે છે કે, હે અનિલ! તું આંગણામાં પેસતાંજ દુબળી થઈ ગયેલી મારી પ્રિયાની હરિણી દેખીશ. મારી પ્રિયા રાત દિવસ ભૂમિ ઉપર સુવે છે અને બાળાવસ્થામાં આવું દુઃસહ વિયોગનું દુઃખ વેઠે છે તે જોઇ પોતાની સાહેલીના દુઃખથી જેમ દુખણી ન હોય તેમ તેની હરિણી દુબળી થઇ ગઇ હશે. તે હરિણીની સ્થિતિ જોઇ પ્રિયાની સ્થિતિનું તને સહજ અનુમાન થશે.

( ૧૦૫ ) અંગે આછાં વસ્ત્ર ધારણ કરનારી, જેનાં ગાત્ર બધાં દુબળાં થઈ ગયાં છે એવી ગૌરવર્ણવાળી હાથમાં મણિનાં વલયવાળી, તન્વી, શામા, કમળના જેવાં નેત્રવાળી થોડુ બોલનારી, વિલાસી અને બાળાવસ્થા વાળી આટલાં ચિન્હ જોઇને તું નકી જાણીશ કે તે તારી ભાભી અને મારી પ્રિય ગૃહિણી છે. આમાં દર્શાવેલાં બધાં પદ્મિની લક્ષણ છે દુબળાં ગાત્રવડે ગાઢ વિરહ વેદના સૂચવી છે.

મારા પાખે નિશદિન સખે ઝુરી ઝુરી વિયોગે,
ગાળે લાંબા દિવસ ઘર ને આગણું કન્તિ પોતે;
સાશ્રુનેત્રે સુતનુ લમણે હાથ દૈ કુબ્જકુંજે,
બેઠેલી તું નિરખીશ સખે જૈશ જો ત્યાં પ્રદોષે.૧૦
તો પાસે જૈ મૃદુગતિ ધરી શોકથી શાન્ત પાડી,
વાર્તા મારી વિદિત કરજે સર્વ એને વિચારી;
કે'જે તારા સુમુખિ ! વિરહી સ્વામીનો મિત્ર હું છું
સંદેશાર્થે નિલગિરિ થકી સદ્ય એ આવીયો છું. ૧૦
કે'જે કે છે કુશળ અહિંઆં સ્વામી તારો સુગાત્રિ
ગાળે તારું સ્મરણ કરતાં કાળ કષ્ટે વિયોગી;

---

થોડ બોલી શબ્દથી તેનું સ્ત્રીને ઉચિત ગાંભીર્ય સૂચવ્યું છે
કમળ નયન, ગૌરવર્ણ, તન્વી, તથા શ્યામા એ શબ્દોવ
તેનું અલૌકિક રૂપ વર્ણવ્યુ છે.

( ૧૦૬ ) જો તુ ત્યાં સાંજે જઇશ તો મારા વિયો
ઘરમાં ઘડી પણ ન ગોઠવાયો આખો દાડો ઘરને આંગણ
કરી થાકી ગયેલી મારી પ્રિયા સાંજે મલ્લિકાની નિકુંજમ
લમણે હાથ દેઇને નિરાશ થઇ બેઠેલી તું જોશે તથા શો
કથી તેના નેત્રમાંથી અશ્રુબિંદુ ખરતાં હશે

(૧૦૭-૮) આ ઉપરના શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે જો
ત્યાં શોકમાં બેઠી હોય તો એને ઉપરોધ ન થાય તેવી રીત
તુ મંદ મંદ ગતિ ધરી એની પાસે જજે અને શોક કરત
શાન્ત પાડી મારો વૃતાન્ત તેને નિવેદન કરજે. થોડા બો

દૈવેચ્છાએ પુનરપિ વળી શીઘ્ર સંયોગ થાશે,
માટે ચિંતા કરીશ નહિ તું માનિની લેશ ચિત્તે. ૧૦૮

---

અને ગંભીર છે તેથી તારી સાથે એ સઘ સંભાષણ નહીં કરે માટે એટલું વળી કહેજે કે હું તમારા વિયોગી સ્વામીનો મિત્ર છુ અને સદેશો કહેવાને નિલગિરીથી અહીં તમારી પાસે આવ્યો છુ, તને મારો મિત્ર જાણી પછીથી તે તારો સત્કાર કરી સર્વ સંદેશ સાંભળશે. એજ શુભમ્.

# This Book can be had From:-

## PANDIT RAMESHCHANDRA

AND COMPANY,

and

## RADHA KRISHNA & CO.

RAIPUR

**AHMEDABAD**

AND FROM WELKNOWN

BOOK SELLERS OF

GUJARAT

and

BOMBAY

